# વિવાહવર્ણન.

## કવિતારૂપ.



શ્રી કચ્છ—તેરાના યુવરાજ

રાયધણજી સાહેબનું.

રચી પ્રગટ કરનાર

केशवराम झाइशंकर द्विवेदी

ટયુટર—તેરા.



અમદાવાદમાં.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જનરલ

એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૩. સન ૧૮૮૭.

કીંમત રૂ. ૦। અથવા કચ્છી કોરી ૧.

# વિવાહવર્ણન.

## કવિતારૂપ.

શ્રી કચ્છ—તેરાના યુવરાજ

## રાયધણજી સાહેબનું.

રચી પ્રગટ કરનાર

## केशवराम जाइशंकर द्विवेदी

ટયુટર—તેરા.



અમદાવાદમાં.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જનરલ
એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૩. સને ૧૮૮૭.

કીંમત રૂ. ૦। અથવા કચ્છી કોરી ૧.

# પ્રસ્તાવના.

વિવાહ સમાન મનુષ્ય માત્રના મનને આનંદ પમાડનારો મહોત્સાહ બીજો એકે નથી. એ અવસરની ધામધુમ, સ્થિતિ અને પદવીના પ્રમાણમાં હોયછે. બધા દેશો કરતાં આપણા આર્ય દેશમાં એ પ્રસંગપર જે ધામધુમો, રચના અને માંગળિક વિધિયો થાયછે, તે ખરેજ મનોહર અને અધિક આનંદ ઉપજાવનારી હોયછે. શ્રી ઃ તેરાના નામદાર માહારાજા શ્રી હમીરજી સાહેબના પાટવી કુમાર શ્રી રાયધણજી ઉર્ફે દાદુભા સાહેબના શુભ લગ્નનું ભાગ્યશાળી મુહૂર્ત સંવત ૧૯૪૨ ના મહા વદ ૯ શની. તા. ૨૭ મી ફેબ્રુવારી સને ૧૮૮૬ ને રોજ હતું. તે પ્રસંગે થયેલી ધામધુમની આ મુખ્યત્વે હકીકત કવિતામાં રચીછે, એટલે તે વિશે આ પ્રસ્તાવનામાં પુનરાવર્તન કરવાની જરૂર નથી. એ પ્રસંગપર દરેક કામની વ્યવસ્થા અને યોજના માહારાજા સાહેબે એવી યોગ્ય અને ઉત્તમ પ્રકારની કરી હતી કે તે વિશે દેશ પરદેશના તે અ-

વસરપર એકઠા મળેલા સુજ્ઞજનો અકિત થયા હતા. અને એકે અવાજે તેઓ આ ઊત્તમ ગોઠવણીના વખા-ણ કરતા હતા.

નામદાર માહારજા શ્રી હમીરજી સાહેબે આ બાબતમાં મને ઘણોં સારો આશ્રય આપ્યો છે, તે જ-ણાવતાં મને ઘણો હર્ષ થાયછે. અને તે આ મારી મેહેનતનું ફળ સમજવા કરતાં તેઓ નામદારની કૃ-પાનું ફળ સમજુંછું. શિવાય બીજા સદ્ગૃહસ્થો અને મારા પ્રિય મિત્રો તરફથી પણ સારો આશ્રય મળેલો છે; જેથી તેઓ સર્વ સાહેબોનો હું આભારી છું.

આ મારો પ્રથમનો પ્રયાસ છે, જેથી તેમાં જે કાંઈ ચૂક હોય તે સુજ્ઞ વાંચનારાઓ ક્ષમા કરશો, એ મા-રી વિનંતી છે.

મુ૦ તેરા. } કેશવરામ ભાઇશંકર
તા.૧ નવેંબર સને૧૮૮૬. } દ્વિવેદી.

---

# અનુક્રમણિકા.

શ્રી કચ્છ તેરાના માહારાજા યુવરાજ,

# કુમારશ્રીરાયધણજીના

## વીવાહનું વર્ણન.



### મંગળાચરણ.

દોહરા.

જય જય જગ વંદન પ્રભુ, જગદાધાર ગણેશ;
[1]કરિવર વદન કૃપાળને, પ્રણમે સર્વ સુરેશ. ૧

શુભ પગરણમાં દ્યો સદા, દર્શણ દીન દયાળ;
સુર વર સિદ્ધિ [2]સદન પ્રભુ, શુધ બુધ સહિત કૃપાળ. ૨

જ્યાં તુજ ગમન ગણેશ ત્યાં, દુર અમંગળ દોશ;
તહાં. [3]તિમિર ન રહિ શકે, જ્યાં રવિનો ઉજ્જોશ. ૩

ભાગ્યવાન તુજ ભક્ત જન, રિદ્ધિ સિદ્ધિથી પૂર;
તુજ કરૂણાથી સર્વદા, ત્રિવિધ તાપ સહુ દુર. ૪

મંગળ મૂર્તિમય પ્રભુ, તુજ દર્શણ [4]અઘ નાશ;
વિઘ્ન હરણ મંગળ કરણ, સદ્ય સદન સુખવાસ. ૫

---

૧ હાથી. ૨ ઘર. ૩ અંધારૂં. ૪ પાપ.

# नृप कुळ प्रशंशा वर्णन.

## સવૈયા એકત્રીશા.

ચંદ્ર વંશના યાદવ કુળમાં છત્રપતી દેશળજી રાય,
મહારાજા ધિરાજ મીરજાં પશ્ચિમ દેશ પતી કહેવાય;
કચ્છ દેશ કોડીલો કહીએ જ્યાંછે ભુજ નગરે સંસ્થાન,
સદા અવિચળ રહો રાઓનું પ્રસિદ્ધ પૂરણ જગમાં નામ. ૧
તેહ તણા પ્રખ્યાત પાટવી પ્રાગમલ્લજી પામ્યા માન,
જેણે શુભ કીર્ત્તિ વિસ્તારી દેશ વિદેશે રાખ્યું નામ;
રૈયત રાજી રહે નિરંતર એવાં જેણે કીધાં કામ,
સદા અવીચળ રેહો રાઓનું પ્રસિદ્ધ પૂરણ જગમાં નામ. ૨
જેના કુળ દીપક બે કહીએ રા ખેંગાર કલૂભા સાર,
વિદ્યા ઊપર રહે વિશેશે જેના દિલમાં પૂરણ પ્યાર;
સુભ કિર્ત્તિ પામ્યા બહુ તેથી ઉજ્વળ જશ જામ્યો સૌ ઠામ,
સદા અવિચળ રહો રાઓનું પ્રસિદ્ધ પૂરણ જગમાં નામ. ૩

## દોહરા.

દેશપતી દેશળ તણાં, દીઠાં દિલ દરિઆવ,
મહારાજા કુમારશ્રી, હમીરજી શ્રી રાય. ૧
ચૌદ વિદ્યા ચોસઠ કળા, બત્રીશ લક્ષણ જાણ;
બુદ્ધિવંત બહાદુર બહુ, રાય યદુ કુળ ભાણ. ૨
તરેતિબ ગઢ તેરા તણા, ધણી સુગુણનું ગાત્ર;
રૈયત સૌ રાજી રહે, પ્રીછી પુન્ય સુપાત્ર. ૩
પુત્ર પાટવી પરમપ્રિય, દાદુભા દિલદાર;

મહા મનોહર સગુણ મય, રતિ પતિનો અવતાર. ૪
વિવાહ કરવા તેમનો, ધરી ઉમંગ મન ધીર;
વિચાર કીધો વિધવિધે, રૂડો રાય હમીર. ૫
વર્ણન કરૂં હું તે તણું, અલ્પ મતી અનુસાર;
યથા યોગ્ય કહેતાં કદી, છેક ન પામી પાર. ૬

---

# महाराजाश्री हमीरजीना गुणनुं वर्णन.

હરીગિત છંદ.

મહિનાથ ગરિબ નિવાજ જન પ્રતિપાળ કુળ દીપક રૂડો,
રૈયત સદા રાજી રહે પરિપૂર્ણ પ્રેમ ધરી ઊંડો;
જેની પ્રસંશા પ્રતિદિને પસરી ધરમ ગુણ ધીરથી,
એવા વિરાજીત આજ સહિત સમાજ રાય હમીરજી. ૧
જેના પ્રતાપ પ્રચંડ રવિના તેજ આગળ આ સમે,
અરિ વર્ગ તેજ વિહીન થઈ પદ કંજને આવી નમે;
ધાયા અવર ધંધે ઉરે ડર પામિ ચોર અધીરજી,
એવા વિરાજિત આજ સહિત સમાજ રાય હમીરજી. ૨
સુખ મૂળ પરિજનને પ્રજાના પ્રીય પ્રાણાધાર છે,
ગંભીરતાતો ગુણનિધિ સમ અન્ય ગુણ ભંડાર છે;
વિખ્યાત જાદવ વંશમાં અવતંશ છે શૂરવીરજી,

એવા વિરાજિત આજ સહિત સમાજ રાય હમીરજી. ૩
લોચન તણા વિશ્રામને અવલોકતા લોકો સહુ,
ગત શોક થાતા થોક જ્યમ અવલોકિ દિનમણિને બહુ;
પાલણ પ્રજાનાં લાડ પૂરણ પ્રેમથી આ વીરજી,
એવા વિરાજિત આજ સહિત સમાજ રાય હમીરજી. ૪
શુભ કામ ઠામોઠામ તેરા ગામમાં રૂડાં દિસે,
જેની મનોહર સુભગ રચના [1]પુસ્તકાલયના વિશે;
ગુણવાન નરે જ્યાં વાંચિ પુસ્તક પામિ જ્ઞાન ગંભીરજી,
એવા વિરાજિત આજ સહિત સમાજ રાય હમીરજી. ૫
સુખ ધામ મંદિર શોભતો આ પૂરમાં વિદ્યા તણાં,
સુધરે જહાં બલિભાત બાળક બાળકી ભણિને ઘણાં;
બુદ્ધિ વિશાળ [2]નરેંદ્રને આશીશ આપે પ્રીતથી,
એવા વિરાજિત આજ સહિત સમાજ રાય હમીરજી. ૬
વડિ વૈદ્યશાળાઓ બની શ્રીમંત દિલ ઉદારથી,
આરોગ્યતા લઇ રોગીઓ આશીશ આપે પ્યારથી;
વિસ્તારમય સરોવર રચ્યાં જે ભર્યાં નિર્મળ નીરથી,
એવા વિરાજિત આજ સહિત સમાજ રાય હમીરજી. ૭
કોટી [3]ધ્વજો વેપારિ જેના રાજમાં રૂડા વસે,
દોલત દમામ તમામથી ભરપૂર [4]સદન શોભા દિસે;
વિચરે સદા દેશે વિદેશે વણજ કારણ વીરજી,
એવા વિરાજીત આજ સહિત સમાજ રાય હમીરજી. ૮
અલખત સહુ અલકાપુરીની આવિ એ જાણે સહુ,

૧ લાઇબ્રેરી. ૨ નર+ઇંદ્ર=મોટા રાજા. ૩ કરોડપતી. ૪ ઘર.

મેડી અટારી માળ બારી ગોખની શોભા બહુ;
જેમાં વસે ધનવાન પુણ્ય પવિત્ર વૈષ્ણવ વીરજી,
એવા વિરાજિત આજ સહિત સમાજ રાય હમીરજી. ૯

વૈભવ મહા અનુભવથિ પણ જાણ્યો ન જાયે જેમનો,
નહિ પાર રિદ્ધિ સિદ્ધિ હીરા મોતિ માણક હેમનો,
આશ્ચર્ય શું લક્ષ્મિ તણું સુકૃતિ નિધિ ગંભીરજી,
એવા વિરાજિત આજ સહિત સમાજ રાય હમીરજી. ૧૦

### દોહરો.

કામ સ્વરૂપ કૃપાનિધી, પ્રજા તણા પ્રતિપાળ;
ખમા હમીરજી રાયને, મતિ નિધાન મહિપાળ. ૧

### ઇંદ્રવિજય છંદ.

બુદ્ધિ વિશાળ નરેંદ્ર તણા ગુણ વૃંદ કવી રસના થકી ગાતાં,
હર્ષ તરંગ ઉતંગ વધે ઉર સાગરથી હદ મૂકિ છલાતાં;
આદિ કયો ગુણ હું વરણું સહુ એકથિ એક દિસે ચડિઆતા,
એમ મતી અકળાઈ પડે તવ માગુ સહાય પ્રભુ મતિ દાતા. ૧

### દોહરો.

મતિ નિધાન મહિપાળના, ગૂણ તણો નહી પાર;
અલ્પ બુદ્ધિથી ઓચરૂં, આગળનો વિસ્તાર. ૧
નવિન ભુવન રચવા તણો, મનમાં કર્યો વિચાર,
હોલ કચેરી કારણે, કરાવવો આ વાર. ૨
જ્યાં બેશી સરવે જનો, જુએ નાચ ગુણ ગાન;
વળી રમત ને રોશની, આતસ મન અભિરામ. ૩

---

# नवा म्हेलनुं वर्णन.

## राग—दाणु चातुरीनो.

નવિન મ્હેલની વિશેશ શોભા શી કહું જો,
દેવ ઇંદ્ર ભુવન સમી ઉપમા લહું જો. નવીન० ટેક.
તેડયા કારીગરો દેશ વિદેશથી જો,
શિલ્પકાર અને સૂતારેં કહું કથી જો; નવીન. ૧
શુભ મ્હુરતે કરાવ્યું ખાત મહેલનું જો,
રૂડે પ્રસંગે આ પગલું ભર્યું મ્હેલનું જો. નવીન. ૨
વેદ વિધિ કર્યું ખાત વાત શી કહું જો,
વાધી ખુશાલી અનેક વિધે જન સહુ જો. નવીન. ૩
બહુ દઈ દામ કામ કીધું શોભતું જો,
ઇંદ્ર મ્હેલ તુલ્ય સુખ ધામ ઓપતું જો; નવીન. ૪
ગોખ મેડી માળ જાળી બારી બારણે જો,
વિવિધ મૂરતી કેરાવી રમુજ કારણે જો; નવીન. ૫
તેમાં કારીગરી દિસે શિલ્પ કારની જો,
જેણે કીધી ક્રિયા વિવિધ પ્રકારની જો; નવીન. ૬
તેમજ સુતારોનું કામ પાકા સાગનું જો,
મજબુત ને ટકાઉ જોવા લાગનું જો; નવીન. ૭
રંગ બેરંગી ઢોળાવ ચુના ઉપરે જો,
શોભા સ્વર્ગ વાસ તુલ્ય ઉપમા ખરે જો; નવીન. ૮
હાંડી ગ્લાસ જુમર ફરનિચરો ગોઠવ્યાં જો,
વિવિધ રીતથી અનેક ચિત્ર ઓડવ્યાં જો; નવીન. ૯

બાંધી ચાંદનીઓ ચંદ્ર સમી શોભતી જો,
જોઇ ચાતુરીને ચાર વૃતિ લોભતી જો; નવીન. ૧૦
મહા મનોહર મ્હેલ કર્યા રીતથી જો,
વિવાહ પ્રસંગ નજીક જાણી પ્રીતથી જો; નવીન. ૧૧
જેથી મોઢે માગ્યા દામ દીધા સર્વને જો,
પણ ધામ પુર્ણ કર્યું ધરી ગર્વને જો; નવીન. ૧૨

દોહરો.

મહા મનોહર આ રચ્યો, નવિન મ્હેલ નવરંગ;
સર્વ સ્નેહથી આદર્યો, વિવાહ તણો પ્રસંગ. ૧

---

## श्री भुज तेडवा पधारतां थयेल हकीकतनुं वर्णन

દોહરો.

શુભ પગરણમાં સર્વથી, ગણપતિ તેડે જેમ;
કચ્છ પતીને પ્રથમથી, તેડું કરવા તેમ. ૧
પીત સહિતે પરવર્યા, ભુજ ભણી આવાર,
હોંશ ઘણી છે ઉરમાં, સંગ કુટંબ પરિવાર. ૨

ભુજંગી છંદ.

ગયા ભુજમાં તેડવા માટ જ્યારે,
થયા સર્વ રાજિ સુણી વાત ત્યારે;
કરી વીનતી રાવશ્રીને પ્રીતેથી,
પધારો તમે સર્વ શોભાજ તેથી. ૧
રૂડો ઈશ્વરે દીન તો આજ આપ્યો,
બહુ વીધથી હર્ષનો દીન થાપ્યો;

પરીવાર સાથે લઇને હિતેથી,
પધારો તમે સર્વ શોભાજ તેથી. ૨
સમારંભ શોભા વધે આપ આવ્યે,
વિશેષે રૂડા સજ્જનો સાથ લાવ્યે;
સહુ દેશ માંહી વધે કીર્તિ જેથી,
પધારો તમે સર્વ શોભાજ તેથી, ૩
થશે સર્વ સુમૂરતાં આપ આવ્યે,
વળી સર્વ કુટંમને સાથ લાવ્યે;
રૂડી રીતનો લાવ લે સર્વ જેથી,
પધારો તમે સર્વ શોભાજ તેથી. ૪

## હરીગિત છંદ.

સુણી વાત એવી જાહરે આનંદ વાધ્યો મન વિષે,
બહુ હર્ષના ઉત્કર્ષથી મહારાઓ બોલ્યા તે વિશે;
ઉત્તમ દિવસ અવલોકતાં દિન આજ સમ નવ જાણીયે,
બહુ હોંશથી સહુ આવશું બોલ્યા મનોહર વાણિયે. ૧
ધન ધન્ય જાણો દિવસ આજે ધન ઘડી પલવાર આ,
મનમાં મહોત્સવની વધી અતિ હર્ષની ઉત્કર્ષતા;
વીવાહ જાત સમાન નહિ મનમાન અવર પ્રમાણિયે,
બહુ હોંશથી સહુ આવશું બોલ્યા મનોહર વાણીયે. ૨

પણ હાલમાં તે સમયને બે માસની તો વાર છે,
માટે અમોને હાલતો મોકુફ કરવું સાર છે;
આવે નજિક મંડપ તણો શુભ વખ્ત જ્યારે જાણીયે,
બહુ હોંશથી સહુ આવશું બોલ્યા મનોહર વાણિયે. ૩

દોહરા.

વિવેક સહિતે વિનયથી, બોલ્યા રાઓ સુજાણ;
શુભ અવસરમાં આવવા, કાકા પ્રત્યે વાણ. ૧
રાય હમીરે હર્ષથી, આગ્રહ અતિશય કીધ;
ત્યારે મહારાવે વળી, અનુપમ આજ્ઞા દીધ. ૨
આપુ સાથ આ અવસરે, આપણુ પ્રૌઢ પ્રતાપ,
વડિલ માતુશ્રી સુર્યબા, ગુણ ગંભીર અમાપ. ૩
તેમજ સાથે છે વળી, કુઈબા શ્રીજી સુજાણ,
રાજનીતિ ગુણ કુશળતા, વિધવિધ બુદ્ધિ નિધાન. ૪
તેઓ હાલ પધારશે, તેરે આપનિ સાથ;
અમે લગ્ન પર આવશું, બોલ્યા શ્રી ભુજ નાથ. ૫
વિવેક વાતે વિનયથી, સર્વ થયાં રળિયાત;
ત્યારે રાય હમીરજી, વિનયે બોલ્યા વાત; ૬
હાલે આજ્ઞા આપની, પામી જઈએ ઘેર,
પણ મંડપ પર આવવા, અમ પર કરશો મ્હેર. ૭
એ રીતે વિનતી કરી, રજા લઈ સહુ પાસ;
સાથે માતુશ્રીજીને, બેન વળી સાક્ષાત. ૮
તેડી સાથે તેમને, સર્વ થયાં વિદાય;

આનંદ અતિશય ઉરમાં, પોંચ્યા તેરા માંય. ૯
વધ્યો હર્ષ પુરિજન સહુ, બાળ વૃદ્ધ નર નારે;
આ શુભ અવસરે સર્વને, આનંદ અપરમપાર. ૧૦
વાજે વાજાં વાજમાં, તોપ બ્હાર પણ થાય;
માનુનિ મનગમતાં મળી, મંગળ ગીતો ગાય. ૧૧
સામૈયે પુરિજન સંહુ, નગર બ્હાર સૌ જાય;
હેતે શ્રીફળ હાથ લઈ, જઈને લાગ્યા પાય. ૧૨
એ રીતે આનંદથી, સર્વે આવ્યાં ઘેર;
શુભ ઉતારા સર્વને, આપ્યા રૂડી પેર. ૧૩
ખાન પાન મન ભાવતાં, વિધ વિધ નિત્યે થાય;
શુભ પગરણનો ત્યારથી, આદર મંગળ થાય. ૧૪

---

## विवाह माटे प्रजानी उत्कंठानु वर्णन.

### દોહરો.

જે ઉત્સાહ અપારના, દર્શણનો દિન રાત,
લાખો ઉર અભિલાખછે, વરણું પ્રથમ તે વાત. ૧

### છપ્પો.

તરૂણ નારિ નર સર્વ, એમ ઉર માંહિ વિચારે,
નૃપવિવાહ નિરખશું કોડથી આપણ ક્યારે;
વધ નારિ નર તણા ઉતાવળ ઉરમાં અતિશે,
બાળ વૃંદની તેમ, મજા જોવાની મીશે.
મિર માગણ ચારણ ભાટને, પરવાની આશા ઘણી;

નૃપ કુંઅર વર થાશે તદા, આશ પુરાશે આપણી. ૧
એમ સપ્રેમ હમેશ, રાજકુળ કુંઅર લગનના;
કરે વિચાર સકોડ, મોહભર હૃદય મગનના.
ભલિ મતિના ભાયાત, માણવા મોજ ભલેરી;
આતુરતા [1]યુત જુએ, વાટ આ અવસર કેરી.
મુત્સદી વર્ગના મન વિશે, ભૂપ લગન અવસર તણી;
જોવાય વાટ જે આશથી, કથું ન પ્રગટ કરિ તે ઘણી. ૨

દોહરો.

થતો વિલંબ વિલોકિને, પ્રગટ થવામાં પ્રાય;
અકળામણ આનંદને, થાતી કેમ સમાય. ૧
[2]મુગ્ધાના તન મુલકનો, જવ જોબન નૃપ થાય;
વધ ઘટ અંગ પ્રદેશની, કળ બળવડે કળાય. ૨
તેમ કુંઅરના લગનનો, ઉમંગ રાય હમીર;
સગવડ પડતું સહુ કરે, મનમાં રાખી ધીર. ૩
લગ્ન કુંઅર કોડામણા, રાયધણ રાય સુજાણ;
[3]ચંદ્રમૌલી સમ શોભતા, જાણે પ્રગટ્યા ભાણ. ૪

---

## विवाह माटे तैयारीनी शरूआत.

માલિનિ છંદ.

પગરણ અતિ પ્રીતે માંડ્યું પૂછી મુહૂર્ત,
મહત મતિ નિધાને માંડિ તૈયારિ તુર્ત;

---

૧ સહિત. ૨ જોબનવંતી. ૩ મહાદેવ.

કુંઅર લગન કેરો આ મહોત્સાહ જેવો
ઉલટથિ કરવો છે આ સમારંભ તેવો.

**વસંતતિલકા છંદ.**

તૈયારિ લગ્ન તણી મગ્ન થઈ કરેછે,
વસ્તુ અનેક સવિવેકથી સંગ્રહે છે;
લાખોથિ લેખું ગણતી ન થતી હજારે,
વેપારિ લાભ થકિ રાજિ થતા વધારે. ૧
વ્હોર્યાં દુકૂળ અતિ ઉત્તમ શાલ શેલાં,
મોંઘાં મુલાં વળિ મનોહર જે બનેલાં;
જે કીધિ વ્હોરત વિવાહ પ્રસંગ જાણી
કહેતાં સહુ વરણિ થાય થકીત વાણી. ૨

**દોહરો.**

રાય હમીરે રીઝથી, વિધ વિધ દેશ વિદેશ;
ઉત્તમ માલ મગાવિને, ભરતી કરી વિશેશ. ૧

-----

## राजगढ सणगार्यो तेनु वर्णन.

**કાવ્યછંદ.**

યથાયોગ્ય મતિ શકિત, પ્રીછિને પૂરણ કામે.
નિમ્યા નિપુણ મંત્રિએ, કામદારો બહુ કામે. ૧
નગર તેરા ભલિભાત, થવા ત્રાંબાવતી તુલ્યે;
માંડયું શણગારવા, ઉલટથી હૃદય પ્રફુલ્લે. ૨
પુરિ કેરાં પ્રતિધામ, ચાંદની સરખાં ચુને;

કરવાને શરૂ કીધ, કારિગર ઘણા નિપૂણે. ૩
મનહર નૃપ મંદીર, રાજગઢ દ્રઢ ચોપાસે;
શિખર ગગન ચુંબિત, ભવ્યપણું તેનું ભાસે. ૪
હેમ કળશપર કરે, કિરણ રવિના ચળકારા;
બિંદાકિત ધ્વજ ફરે, વળી પવને ફડકારા. ૫
શણગાર્યો જે નવિન, મ્હેલની શોભા આગે;
ઇંદ્રભુવનની અમિત, લલિતના તે લઘુ લાગે. ૬
નિત્યની શોભા થકી, અધિક શોભા કરી એવી;
લગ્ન પ્રસંગે બની, અતિ તે જોવા જેવી. ૭
અંતઃપુર એ સમે, સર્વ શિર મોર પ્રભાએ;
સ્વચ્છાંતર શુભ બન્યું, વિશદ અતિ કળિ ચુનાએ. ૮
ઘણા દિપેછે ગોખ, જરૂખા ઝુકી રહ્યાછે;
બારિ જાળિ અટારિ, વિવિધ રંગે રંગ્યા છે. ૯
તમામ શોભા તેહ, વરણવી પાર ન પામું;
વળિ અતિ શોભા એહ, જોઈ મુજમતિ લઘુ સામું. ૧૦
ધ્વજા પતાકા અને, તોરણો ઠામો ઠામે;
ત્રિલોક્ય મન મોહવા, ફંદ રચ્યો શું કામે. ૧૧
નરનારી મન મૃગો, પકડવા સ્મર પારધિયે;
નવિન નાંખી શું જાળ, એવિ શોભા બનિ બધિયે. ૧૨
જ્યાં ત્યાં રોપિત સ્થંભ, રાજગઢ રઢિયાળામાં;
શિર ફાનસ ગોઠવ્યાં, રોશની કાજ નિશામાં. ૧૩
દિપ પ્રગટે તવ દિપે, શોધી ઉપમા કહું સારી;
જે મુજ મતિ અનુસાર, સુણો સજ્જન નરનારી. ૧૪

કુમારશ્રી રાયધણ, તણા શુભ લગ્ન સમાજે;
નિકળ્યા શું પાતાળથી, મણિધર જોવા કાજે. ૧૫
બતિ શિખા શોભતી, દિપ ફાનુસ હસ્તકની;
મણિધરની શું દિપે, મહા મણિયો મસ્તકની. ૧૬
મુખ્ય પ્રવેશક દ્વાર, ધામ શોભાનું નિહાળો;
લક્ષ્મિ ભુવન સંમ બન્યો, રાજગઢ અતિરૂપાળો. ૧૭

દોહરો.

મહા મનોહર રાજગઢ, શોભા સદન અમાપ;
જદુકુળ નૃપતિ વસે જહાં, બહુ પ્રજાના બાપ. ૧

---

## बीजी अगत्यनी तैयारीओनुं वर्णन.

### ચોપાઈ ત્રીતાળી.

(મારી ઓખા બાઈરે શલુણાં, તમે વરત કરોને અલુણાં.)

પામ્યા પરિજન નવિન પોશાક, ફેંટા રેંટાને ડગલા ધણાક;
સિપાઈ માત્રને ડગલા નવાજે, દીધા શિરપાવ સહુ સુખ કાજે. ૧
સ્વાર સર્વ જીન તે દીન, સર્વ સામાન સાથ નવીન;
હાથી વર્ગને સાજુ રૂપાળા, કોર પાલવ બેઉ કશબાળા. ૨
કશી હર્ષની વાત કહ્યાની, પ્હેરી ઓઢીને ન્યાળેછે પાની;
બણી ઠણિ બહુ તે સર્વ વેશે, રાજદ્વારમાં નિકળે પ્રવેશે. ૩
અન્ય આભ્રણનો નહી પાર, મોંઘી કીમતના મૂલદાર;
અશ્વનાં બહુ હેમ પલાણ, સૂવર્ણ શાંકળો કોટની જાણ. ૪
રત્ન જડિત પલાણ રૂડેરાં, જેનાં વિશ્વે વખાણ વડેરાં;

ઝાંઝી શોભિત જરિની ઝુલો, ફરતાં રેશમી રંગિત ફૂલો. ૫
સોનારૂપાની બળદ શીંગડિયો, ઘુઘરમાળાઓ ધમતી વડિયો;
ઓઢા ભરેજરીના અગણીત, પેખી જોતાં ઉપજતી પ્રીત. ૬
પાખર બખ્ખર સાંજને ઢાલો, નહીં પાર તેનો તો નિહાળો;
શોભે રાજ સમૃધિ સલૂણી, એકે અંગે દિસે નહીં ઉણી. ૭
જાણે ગંભીર પ્રૌઢ સુભાગી, શોભે પતિ માનિતી સુઘડાંગી,
રાજ લક્ષ્મિ અનર્ગળ એવી, યાદુ વંશની અનુકુળ દેવી. ૮
ચોક ચોટાં બજારને પોળ, દીસે રંગથી ઝાકમ ઝોળ;
નૃપ કુંઅરના વિવાહ નિરખી, રૈયત સર્વ હૃદયમાં હરખી. ૯
આણી અંગમાં અનુપ ઉમંગ, શણગાર્યું નગર નવરંગ;
છાંટી ચોક આગણલાં સુધારી, પૂરે મંગળ સાથીઆ નારી. ૧૦
તરીઆ તોરણ નેહ નવલનાં, બાંધે લોક અશોક પાલવનાં;
રાખે સ્વચ્છ સુઘડ ઘરબાર, ઉત્તમ વસ્ત્ર ધરે નરનાર. ૧૧
સર્વ તૈયારિ કરિ સ્વલ્પ કાળે, રાતદિન મચિ ઉર ઉજમાળે;
શી હું વરણું નગરની શોભા, બની સુરવર મુની મન લોભા. ૧૨
રજવાડી પરૂણાની જ્યારે, જાણે ભીડ થાશે બહુ ભારે;
ઉત્તમ સ્વચ્છ કરાવ્યા ઉતારા, તેમાં સામાન ગોઠવ્યા સારા. ૧૩
નીમ્યા શરેભરા કારણ મ્હેતા, તેતો હાજરા હાજર રહેતા;
રાખે સર્વ પ્રકારે તપાસ, કરે તેમાં ન કાંઈ કચાસ. ૧૪
થઈ મન ગમી સગવડ જાણી, ત્યારે પ્રેમ હૃદયમાં આણી;
દોશ સર્વ અમંગળ દાટી, લખી કંકોતરી કંકુ છાંટી, ૧૫

---

# कंकोतरी मोकली तेनुं वर्णन.

દોહરા.

કોડે કુંકુમ પત્રિકા, લખી સુવર્ણ લલીત;
મોકલિ મુલ્કે મુલકમાં, પૂરણ ધરીને પ્રીત. १
"સ્વસ્તિ શુભ સ્થાને સદા, સુજન વસો સુખ રૂપ,
તરતિખગઢ તેરા થકી, અદકી વાત અનૂપ. २
મહાપ્રતાપી સર્વ સુખ, મૂળ યદુ કુળ ચંદ્ર,
કરૂણાનિધિ પતિ કચ્છમાં, નિર્મળ બુદ્ધિ નરેંદ્ર. ३
લખીતંગ મહારાજ શ્રી, કુમારશ્રી સુત સાત,
યદુકુળ ચંદ્ર હમીરજી, લખાયે આ શુભ વાત. ४
દિર્ઘાયુ ચીરંજીવિનો, લગ્ન મહોત્સવ જેહ;
કુમારશ્રો રાય ધણજીનો, નિરધાર્યો ધરી નેહ. ५
મહાવદી નવમો દિને, શૂભ શનીશ્વર વાર;
તે પર સોને તેડિને, સગાં મિત્ર પરિવાર. ६
પ્રેમે અંહિ પધારશો, સમય જાણિ સુખકાર;
તમ આવે મંડપ તણી, શોભા વધે અપાર." ७
કુંકુમ કેશર છાંટિને, લગ્ન પત્રિકા સાર;
મોકલિ દેશ વિદેશમાં, દિલમાં આણી પ્યાર. ८
વિનય પત્રિકા કેવડી, કુંકુમ પત્ર સકોડ;

સુવર્ણાક્ષરથી શોભતી, મનહર વર્ણ મરોડ. ૯

## ભાયાતો વગેરેનું આગમન.

દોહરા.

કુંકુમ પત્રી રૂપી શશિ, મ્હેરામણ મેમાન;
વિલોકિ ભરતી શહેરમાં, વધિ શ્યાં કરૂં વખાણ. ૧
બલિ મતિના ભાયાત બડ, પામું ન ગણતાં પાર;
અહો નીશ આજ્ઞા વીશે, નૃપને અનુસરનાર. ૨
કુમારશ્રીના મંડલિકો, રૂપ ગુણે રમણિક;
બણિ ઠણિ આવ્યા તે બહુ, અદકી લેઈ અનીક. ૩
રથ ગાડી ઘોડા તણી, સ્વારી વિશે સોહાય;
સૌ (રૈયાત) ટોળી ચાલે હડી, જેમ જળ રેલા જાય. ૪
કમર કટારી વાંકડી, [illegible] કાળા જેમ દંત;
સુવર્ણ મુઠ શમશેર કર, આયુધ એમ ધરંત. ૫
બહુ કપરા બેગડિમુછે, દાંસે કોઈ દ્રઢ અંગ;
નજરાણા પોશાક સઈ, આવ્યા લગ્ન પ્રસંગ. ૬
ત્રેખળ ઘણાક પટાવતો, શામદ શૂર અનેક;
ઠાઠ કરી ઠાકર ઘણા, આવ્યા તહાં અનેક. ૭
કવિયો આવ્યા કોડથી, પંડિતનો નહી પાર;
ગ્રહસ્થ નામાંકિત ઘણા, આવ્યા હર્ષ અપાર. ૮
મંગળ મુખિયા મુલકમાં, જગત એલ જાહેર;

જથે જથે આવ્યા જુઓ, ભવાઇઆ ભલિપેર. ૯
નાટક મંડળીઓ નવી, આવી ત્યહાં અનૂપ;
લાભ જાણિને લક્ષધા, ભલા રિઝવવા ભૂપ. ૧૦
કળાવંત જન કેઈ તો, કરી શકું શું લેખું;
જ્યાં ત્યાં સાજ સહિત ઘણા, દિપતા નજરે દેખું. ૧૧
બાંધ તુટે જ્યમ બળ કરી, આવ્યે નીર અપારે;
મિર માગણ ચારણ તણી, આવક તે અનુસાર. ૧૨
લેઈ જાય ધન માલ બહુ, દેઈ જાય આશીશ,
વળિ કિર્તિ નૃપતી તણી, ફેલાવે દશ દીશ. ૧૩
ભીડ થવા લાગી ઘણી, નહીં પગ મેલ્યા માગ;
નૃપતિ લગ્નને નીરખવા. ઉર માંહી અનુરાગ. ૧૪

## राज्यस्थानोने आमंत्रण कर्युं ते विशे वर्णन.

દોહરા.

સાદર નૃપતી સર્વને, તરત તેડવા કાજ;
રજવાડાની રીતથી, તેડું કિધ મ્હારાજ. ૧
જામનગરના જામશ્રી, યશવંતા જાહેર;
ગુણવંતા ગોંડલ પતી, રાજકોટ તિહિ પેર. ૨
ઓખાના વાઢેર ત્યમ, મોરબિ પતિ મ્હેર;
સાદર તેડું સર્વને, પ્રિત વધવા શુભ પેર. ૩
બિકાનેર બંકો ધણી, જે રણધિર રાઠોડ;

મહિપતિ જેશળમેરના, કુળ ઉજ્વળ અતિ કોડ. ૪
અતી સુદૃઢ ગઢ ઈડરના, ધણી ગુણે ગંભીર;
ઝાલાકુળ શિરેતાજ મણિ, ધ્રાંગધ્રા પતી ધીર. ૫
ગુણવંતા ગાંગડ પતી, મહિપતિ જે મછીઆવ;
તેડું કીધું તેમને, રૂડો લેવા લ્હાવ. ૬
વીમળ વાંકાનેરને, ત્યાંના સૌ ભાયાત;
તેડાવ્યાછે સર્વને, સ્નેહી ઘણા સાક્ષાત. ૭
જશવંતા લીંબડિપતી, વિમળ ભૂપ વઢવાણ;
સંબંધી સ્નેહી સહૂ, નૃપ ત્યાંના નિવાણે. ૮
પાલીતાણે પ્રીતથી, ભાવે ભાવનગર;
સ્નેહ સહિતથી સાયલે, તેડાં કીધાં તર્ત. ૯
તેડાવ્યા ત્યાં સર્વને, મોકલિ જન માહેર;
લગ્ન પ્રસંગ લલિત પ્રિછી, પ્રિત વધવા શુભ પેર. ૧૦
સરવે રાજ્ય સ્થાનથી, લઈ પોશાક અમૂલ્ય;
હિરા મોતિ મણિ હારડા, દિવ્ય ઘણાંક દુકૂળ. ૧૧
આવ્યા જન ત્યાં અતિ ઘણા, સહિત ઠાઠ બનિ ઠીક;
એ સહુના આવ્યા થકી, ઉપજ્યો હર્ષ અધીક. ૧૨



## सुमुहूर्त कर्या तथा माळा पहेरी, ते प्रसंगनी धामधुमनुं वर्णन.

### છંદ ઈંદ્રવિજય; ચાલ સવૈયા.

હર્ષ અનેક વિધિ ઉપન્યો, ઉર તે ન શકાય કહી વચનોથી;

ભીડ થઈ પુરમાં પુરબાહિર, જાહિર સ્થાન અનેક જનોથી;
થાય કુળાહળ તે બહુ દૂરથિ, સુદ્ધ સુણાય ભલો શ્રવણોથી;
માનવીનો શું મહોદધિ[1] સુંદર, ઘૂઘવતો મધુરી લહરોથી. ૧
ભૂષિત આભુશણો આગણીતથી, અશ્વ અનૂપ અનૂપ પલાણો;
વાર [2]વધુ ઘમકાવતિ ઘૂઘરી, ભાવ ભલો દરશાવતિ જાણે;
અશવ રથોથિ અને કવિથી [3]ભેરી, જઈ શકે જન જ્યાંથી પરાણે;
મારગમાં તલ પૂરન મારગ, વાત કહું ભીડની શી હું વાણ્યે. ૨
બેરખ આરબની ધરી આયુધ, ખડ્ગ ખુલે બહુ સ્વાર ઉભેલા;
પૌઢ કવાયદ બંધનું પેદળ, સાયુધ આવિ ઉભું સહુ પહેલાં;
વાગતું રાગથિ બેંડ મનોહર, ભેરિ નફેરી તણા સ્વર ભેળા;
કાન પડ્યું ન સુણાય કશું તહીં, હર્ષ ઘણે ચકચૂર બનેલા. ૩
માનુની મંગળ ગાય મનોહર, વેદ ધુનિ મળી વિપ્રો કરેછે;
ચારણ માગણ બંદિ ચહૂદિશ, ભૂપ યશે પરિપૂર્ણ ભરેછે;
ગાયક તે ગુણ લાયકનાં સુખ દાયક ગાન મુખે ઉચરેછે;
વાર વધુ દરશાવિ [4]અભીનય, નૃત્ય કરી જન ચિત હરેછે. ૪
એમ અલૌકિક ઠાઠ અથાગ કરી દરબાર ભર્યો સુ પ્રસંગે;
શી કહું તે રચના વરણી મુખ, માળ ધરી મહિપાળ ઉમંગે;
ઉત્તમ પાથરિયા ગલિચા પર, પાથરણાં જરિનાં નવરંગે;
[5]ઉર્ધ્વ ઉલેચ દિપે જરિના બહુ, આ કરિ કારીગરી શું [6]અનંગે. ૫
શોભિત સન્મુખ એક સિંહાસન, આસન સુ ઇંદ્રાસનનું છે;
સ્વર્ણ મઢ્યું રચના રૂચીરા કરિ, મોહક જેહ મુની મનનું છે;
સ્થાન ભલા વિશરામ તણું સહુ, સભ્ય જનો તણા લોચનનું છે;

---

૧ સમુદ્ર. ૨ નાયક. ૩ માર્ગ. ૪ મનોહર. ૫ ઊંચે. ૬ કામદેવ.

સર્વ સુકૃત્યની મૂરતિ રાય હમીર તણા કુંવરાવીનનું છે. ૬
દેહ [1]દુકુળથી બેશ બનાવિ, સજી શણગાર અપાર શરીરે;
ઠાકર સહુ ઠીક ઠાઠ થઈ, કર ઝાલિ કૃપાણ ધરે પગ ધીરે.
મુત્સદ્દી લશ્કરી વર્ગ તણા નર, સામદને ઉમરાવ અમીરે;
પુર્ણ ભર્યા દરબાર ખિચોખિચ, આ સમયે ઉપમા અવધી રે. ૭

દોહરા.

અનેક શુભ આભુશણે, કરી અલંકૃત કાય;
નવલ સુવસ્ત્રે નિરખિયા, નરવર જે વર રાય. ૧
મરડી બાંધ્યું મોળીઉં, શુભ શિરપેચ સુહાય;
ત્રિલોક્ય મોહક તંગને, મણિ મોતી નિરખાય. ૨
હીરા મોતી મણિ [2]મંજુના, હૃદય હીંચતા હાર;
ગ્રહ અનેકમાં ચંદ્ર જ્યમ, શોભે નૃપ અનુસાર. ૩
ઉપવિત[3] જ્યમ અંગે ધરિ, હીરે જડિત હમેલ;
બાજુબંધ બહુ મૂલના, ભૂશણ સર્વ ધરેલ. ૪
સ્વરૂપ કરૂં શણગારનું, વર્ણન હું આ વાર;
કર કૃપાણ ધરી નિસર્યા, નૃપતિ જવા દરબાર. ૫
[4]પરિવેષ્ટિત પરિજન થકી, ધીરે વિચરે ધીર;
આપ આગમન સુચવતા, નકીબથી ગંભીર. ૬

હરીગિત છંદ.

જય જયતી તેરા નાથ કહિ [5]દ્વિજ સાથ આશિશ આપતો,
છડિદાર માર્ગ મુકાવતા જન અન્ય કરવા જાપતો;

---

૧ વસ્ત્ર. ૨ મનોહર. ૩ જનોઈ. ૪ વિંટલાએલા. ૫ બ્રાહ્મણ.

સહુ સભ્યનાં ચિત ચળિત કરિ અતિ અમિત હર્ષ વધારતા,
દરબાર ભર દરબારમાં આવ્યા ધિરે પગ ધારતા. ૧
ઉભા થયા સરવે સભાસદ હર્ષમય તેણે સમે,
"ખાવીંદને ખમ્મા" કહી નરવર તણે ચરણે નમે;
શસ્ત્રાસ્ત્રના ખખણાટ ભિડમાં ભૂમિ પર આભૂષણો,
સંભારતાં મીસલ જવાનો, સર્વને મન ભય ઘણો. ૨
છડિદાર કરિ પોકાર થાવા અદબ સર સ્વર ગંભિરે,
સહુને કહે તે સુણી સર્વ સંકોચથી બેસે ધિરે;
સિંહાસને નૃપવર સુખાસન દેખિ દુંદુભિ વાગિયાં,
મધુરે સ્વરે સુણી બેન્ડ જન સહુનાં હૃદય અનુરાગિયાં. ૩
મોમાઈ માતાજી તણી પ્રીતે પ્રથમ પૂજા કરી,
સુખ મૂળ મંગળ મોદ વર્ધનિ, માળ વર રાયે ધરી;
વરણું શું તે અવસર થયો આનંદ આખા પૂરમાં,
ઘન ગર્જનાસમ તોપ છુટે ઉપરા ઉપરી શૂરમાં. ૪
"બહુ જુગ જીઓરા" ગીતમાં વાજીત્ર લાગ્યાં વાગવા,
નોબત નગારાં ઢોલ ભેરી બૂંગળો ત્રાંસાં નવાં;
વરસ્યો શું કંચન મેઘ છાંટયાં એમ કેશર છાંટણાં,
આંધી ગુલાલની એવિ મુખ નિરખાંયના જન કો તણાં. ૫
ગૂલાલમય બંબેરતા જન દાઢિ ભ્રકુટી પાંપણો,
ઉત્તમ બિછાનાપર દિસે [1]કર્દમ ગુલાલ તણો ઘણો;
ગણતી ન રહી અત્તર તણી શીસા ઘણા ત્યાં ઢોળતા,
ઘણું છાંટિયું ગૂલાબજળ કહું કથન મન સંકોચતાં. ૬

---

[1] કાદવ.

આનંદ સાગરના [1]ઉત્તંગ તરંગની છોળો ઉડે,
તેમાં ઝિલે બહુ લોક કેરા થોક ધન મહાવડે;
શુભ મુર્ત તે દિનથી થયાં પાટે ગણેશ પધારિયા,
મંગળ ક્રિયા સહુ ચાલતી થઇ વિઘ્ન માત્ર વિદારિયા. ૭
પ્યાલા છલાતા ત્યાં ભર્યા [2]આફુ [3]શૂરાના એ સમે,
પીનારને અતી આગ્રહે પાયા સુણો સજ્જન તમે;
શૂરા કસુંબા એ રીતે પીવાઇ રેહેતાં પ્રીતથી,
વિધિવત વિસર્જન થઇ સભા આનંદ મન અગણિતથી. ૮

દોહરા.

તે દિનથી જન સહુ તણે, ઉર આનંદ ન માય;
પેંરિ માળ પૃથ્વી પતિ, શુરપતિ સમ સોહાય. ૧
લઇ લઇ નામ નરેશનું, સકળ સુમંગ ધામ;
મંગળ ગિત મધુરે સ્વરે, તરૂણી ગાય તમામ. ૨
સાંજ સવારે નગરની, માનુની મળી તમામ;
જથે જથે થઇ જુગતિથી, ગાય ગીત [4]અભિરામ. ૩
પ્રસંન મુખ સુખ પામતી, ખોળે લૈ બારેક;
ઘર ઘરથી સહુ ગોરીઓ, આવે મળી અનેક. ૪
હીંચ લેતિ સહુ હોંશથી, તાળ ગતીમાં તેહ;
ફરે સરખિ મળિ ફુદડી, નીરખી ઉપજે નેહ. ૫
એમ દિવસ આનંદમાં, જતાં ન તેહ જણાય;
વર્ણવું આગળની વિગત, સુણી આનંદ પમાય. ૬



૧ ઊંચા. ૨ અફીણ. ૩ દારૂ. ૪ મનોહર.

# મુળીએ આણું મુક્યું, તેનું. વર્ણન.

દોહરા.

મંગળ મુહૂર્તે મૂળજીએ, મુક્યું આણું મહીપ;
શું વર્ણવી શકું હું મુખે, તે રચના તરતીબ. ૧

રાગ લાવણી. ( ચાલ સવૈયા એકત્રીશાની. )

ભરી સભા અતિ નૃપતિ બિરાજે સુઘડ શ્રીમંત શિર છત્ર ધરી,
જ્યમ અગણિત ગ્રહમધ્ય [1]અભિનિધિ શોભે જગ પરિતાપ હરી;
પ્રિતિયુત પીયુશ [2]દરશાવે કહો કુંકુમા ભરી કોડે;
ઉછરે છોળ હરશ સાગરની તે સમયે બહુ વીનોદે. ૧.
ભરી છાબો અળંકાર અતિશે દિપ્તી દુકુળની અતિ દેખી,
તેજ થકી અંજાય આંખ જો નાર તણી, શકે શું લેખી;
કીધી મંગળ ક્રિયા સભામાં નિરખી નરવર હરખાયે,
આણું મુકે પછી મૂળજીએ, ખંત ઘણીછે ઉર માંયે. ૨
ગાજે વાજે સહિત સમાજે નિકળ્યું આણું બહુ વિધથી,
સાથે સ્વાર પેદળ રથ ગાડી [3]શકટ વાહનો રિધ સિધથી;
કેશરિરંગ છાંટ્યો સાજનપર, [4]હેમજલદ શું ઝડી વરસે;
[5]અભ્ર ગુલાલે છાયો દીસે, [6]રક્ત વાદળી ભુમિ પરસે. ૩
અત્તર ગુલાબ ગુલાલ ઘણાથી શેરીમાં સુગંધ વાળો,
કેળવાયો કર્દમ ચરણથી અધિક સતસતા તે ન્યાળો;
નરનારી નીરખી સ્નેહેથી પરમ ધરમ એ વાત પ્રિછી,
નિર્વિઘ્ની આશીશો આપી અધિક કુશળ અંતર ઇચ્છી. ૪૨

---

૧ ચંદ્ર. ૨ અમૃત. ૩ ગાડાં. ૪ સોનાનો વરશાદ.
૫ આકાશ. ૬ રાતી.

દોહરો.

કુશળ પુછતાં કોડથી, નગર તણાં નરનાર;
મૂક્યું આણું મૂળીએ, શોભા અપરંપાર. ૧

# રમત ગમતની શરૂઆત, વર્ણન.

નારાચ છંદ.

બહુ પ્રકાર ભૂપ લગ્નના ભજ્ઞા સુપ્રેમથી,
તમામ ધામ ધૂમ જગ્ત હીત રીત નેમથી;
ભરી કચેરિ ભૂપ રૂપ ધામ નીરખી સહુ,
વળી કુમાર શો [1]રતીપતી સમા દીસે બહુ. ૧
ભરી કચેરી નિત્ય સાંજના બિરાજતા સહૂ,
વિવીધ રંગ રાગ તાન ગાન થાયછે બહૂ;
હલ્લક બંધ બોલતા દશોંદિ કાવ્ય કોડથી,
વળી છટાથિ વિર્દ વાળિ તાળ બંધ જોડથી. ૨
મધૂર સ્વર સર્વ સભ્યતાથિ ગાય ગાયકા,
વળી નિપૂણ નૃત્ય ગીત આદરેજ નાયકા;
[2]કટાક્ષ ફેંકતીજ લક્ષ હાવ ભાવથી ઘણા,
[3]મનોજ બાણ નેણના ધનુષ્યથી નહી મણા. ૩
પ્રતાપને પ્રભાવ પુરનાથનો ઓપાવનાર,
ઘડી ઘડી કરે નકી પુકાર ત્યાંહિ ચોપદાર;
અફીણ પાય એક કોર સર્વનેજ ઘોળિને,

૧ કામદેવ. ૨ આંખ મારવી. ૩ કામદેવ.

પિનાર લોક રંગ દેઈ ખૂબ નાંખિ ઢોળીને; ૪
મધૂર લ્હેર લાવનારે નેત્ર માંહિ લાલિને,
વળી સુરા પિવાય ત્યાં ભરી ભરી પિયાલિને;
બહુજ ધામધુમ એમ થાય નિત્ય સુ નવી,
કથી કયમે શકેજ બુદ્ધિ અલ્પવાન કો કવી. ૫

---

## दांडियानी रमत विशे.

### દોહરો.

વિશાળ ચોક વિશે વડી, સગવડ કરી સકોડ;
રાસ રમણ સરખી રમત, કરવાને ધરી કોડ. ૧
રૂડા દાંડિયા રાસનો, ખૂબ મજાનો ખેલ;
વરણું તેની શુભ વિગત, જે નજરે જોયેલ. ૨

### ભુજંગી છંદ.

સુરાને કસુંબા લઈ શૂભ રીતે,
પુરા પ્રેમથી કચ્છ વંશીજ પ્રીતે;
રશીલા ઉઠ્યા સર્વ પ્રેમે પ્રસંશી,
ધર્યા હસ્તમાં દાંડિયા જાડુ વંશી. ૧
રમે [1]કુંજમાં જેમ તે રાસમાળા,
બહૂ પ્રેમથી તેમ મર્દો મુછાળા;
સજી શૂભ શંગારેથી ઠીક ઠાઠે,
ઉઠ્યા ભૂપતી યૂવ રાજાનિ સાથે. ૨

---

૧ વૃંદાવન,

## મહીદિપ છંદ.

ઉઠ્યા સમાજ સાથ હાથ દાંડિયા લઇને,
મહૂજ હર્શથી રમે કુમારશ્રી વહીને;
અતિ સંકોચતાથિ ચિત્તમાંહિ શર્મ દીસે,
તથાપિ તાત સાથ રમત રમવા અતીશે. ૧
કૃષ્ણ જેમ કુંજમાં રમેલ રાસ. માળા,
તેમ આ સમે રમે સપ્રેમ વૃધ બાળા;
[1]નિછાવરો કરી સુવર્ણ પુસ્પથી વધાવ્યા,
નંદના કુમારપેરે સ્નેહ ઉપજાવ્યા. ૨
તાળબંધ દાંડિયા પરસ્પરે અતીશે,
પડેથિ થાય સામટો મધૂર શબ્દ દીસે;
થાયછે ઘચુંબચે ઘડીકમાં વછૂટા,
કેક ફરી કુદડીને કેક પડે છૂટા. ૩
[2]વદન [3]બદન ઉપર શ્રંમ બિંદુ પ્રતી રોમે,
હર્શ અધિક ધરી રાસ રમે ઘણા જોમે;
ભિડ અપાર થાય બેસુમાર ત્યાં મજાની;
ઠેલમ ઠેલ થાય પ્રેમિ રશિકડી પ્રજાની. ૪
એમ પુરો થાય [4]બેળા હીંચલે સંભાળી,
અજી શ્રંગાર નાર તણા તાળમાં દે તાળી;
એ રિતે અનેક વીધ રમત રમે ભારી,
અપાર તે વિલોકનાર સજ્જન પ્રીત સારી. ૫
રમત પુરી થયે નાચ્ય રંગ રાગ જામે,

---

૧ ઘોળ. ૨ મોઢુ. ૩ શરીર. ૪ પાવૈયા.

નૃત્ય કરી નાયકા સપ્રેમ ઉપજાવે;
કરે કટાક્ષ જેમ ચિત્ત સજનનાં વિંધાએ,
[1]તડિત જેમ [2]ઘન સમૂહ ભેદિ પાર જાયે. ૬
ચોપદાર ઘડિ ઘડી ક્ષમા ક્ષમા ઉચ્ચારે,
શેઠની તણી સલામ થાય પછી જ્યારે;
સભા સહુ વિસર્જ્યે નૃપ મ્હેલમાં સિધાયે,
એ રિતે અનેક એશ નિત નવીન થાયે. ૭

### દોહરો.

એમ સપ્રેમ હમેશ ત્યાં, નૃપ કુમાર [3]ઉછરંગ,
ભરિ દરબાર કરે ભલા, લાયક લગ્ન પ્રસંગ. ૧

---

## મેહેમાનોની ભરતી વિશે.

### દોહરા.

આવે નિત્ય નવા નવા, પરૂણા મન ધરિ પ્રીત;
થાય શરભરા તેમની, રાજવળાની રીત. ૧
તરતિબગઢ તેરા ભર્યું, માનવિઓથી અધિક;
તે માટે તૈયારીયો, થાય રાત દિન ઠીક. ૨
મધુર સામટાં મન ગમ્યાં, ગિત ગાતી સુખ ધામ;
પુરની નારી પ્રેમ મય, તન રોમાંચ તમાંમ. ૩
જ્યમ જ્યમ સુણિયે દુરથી, સ્વર ત્યમ ત્યમ સોહાય;
"બાણું જીએરા" ગુણનિધિ, ચારણિ મંગળ ગાય. ૪
દેશ વિદેશી જન બહુ, સહુ મળિયા સાક્ષાત;

---

[1] વિજળી. [2] વરસાદ. [3] આનંદ.

નર બહુ મળિયા નાટકી, બહુ રૂપા ભલિભાત. ૫
વિવિધ વરણના સજનથી, ચિત્ર વિચિત્ર જણાય;
બણીં ઠણી આવ્યા બહુ, સુર નગરી સોહાય. ૬

---

# महाराजाधिराज मिरज़ां महाराओश्री ७ खेंगारजी सवाइ बहादुरनी सुकुटुंब पधरामणी थइ तेनुं वर्णन.

### હરીગિત છંદ.

હે [1]ભુવનના ભરનાર જન સુખકાર પ્રભુ દાતારછો,
પ્રાણી તણા પાળક પ્રભુ [2]અવની તણા આધારછો;
રક્ષણ કરો મહારાજ કચ્છાધીશનું ઉત્કર્ષથી,
પધરાવિયા મહારાવ શ્રી ખેંગારજી અતિ હર્ષથી. ૧
જે સગુણમય સૂશોભતા ને ઓપતા આનંદમાં;
શીતળ [3]શશી સમ [4]સુજ્ઞતા પરિપુર્ણ વિદ્યા [5]વૃંદમાં;
નિશદીન વિદ્યા વૃદ્ધિમાં ચિત ચપળ અપરંપારને,
તું ઈશ આયુશ બક્ષ લક્ષો વર્ષ રાખેંગારને. ૨
ભાષા ભણ્યા બહુ વિધવિધે ઇંગ્લિશ ગુર્જર શોભતી,
વળિ આર્ય ઉર્દુ આરબી શુભ મુખ વિષે અતિ ઓપતી;
વિદ્યા વડે સહુ ઠામ પામ્યા માન પુર્ણ અપારજી,
અતિ હર્ષ સહિત પધારિયા મહારાવ શ્રી ખેંગારજી. ૩

---

૧ જગત. ૨ પૃથ્વી. ૩ ચંદ્રમા. ૪ ચતુરાઈ. ૫ સમુહ.

મહા મનોહર મુખ પરે શુભ શાંતતા અતિ શોભતી,
અતિ વિનય ને વિવેક મય શુભ વિમળ વાણી ઓપતી;
મુખ મધુરતા અમ્રત સમી શુભ ચપળ ચિત્ત ઉદારજી,
અતિ હર્ષ સહિત પધારિયા મ્હારાવ શ્રી ખેંગારજી. ૪
સુકુમાર દેહ કુમાર રૂપ કુમારશ્રી જેકરણજી,
લાલિત્ય[1] નિધિ લઘુ[2] બંધુ[3] સંગે લેઈ તે સુભ વર્ણજી;
મુખ મધુરતા મય શોભતા મધુભા શ્રી રાઓ કુમારજી,
અતિ હર્ષ સહિત પધારિયા મ્હારાવ શ્રી ખેંગારજી. ૫
પરિવાર સહિત પધારિયા સાથે જનાનો છે વળી,
જેમાં દિસે ગાંભિર ગુણમય શોભતી દ્વય[4] સુંદરી;
ઉપમા કહું ગજવદન[5] સંગે સુદ્ધિ બુદ્ધિ નારજી,
અતિ હર્ષ સહિત પધારિયા મ્હારાવ શ્રી ખેંગારજી. ૬
ભેરી નફેરી ઢોલ ત્રાંસાં સહિત સામૈયાં કરી,
પધરાવિયા અતિ હર્ષથી ચડતે પ્રહર સુભ તે ઘડી;
ઘન ગર્જના સમ તોપ બંદુકો ઘણી ત્યાં ફુટતી,
અતિ હર્ષમય મહારાઓ શ્રીની વિમળ વાણી છુટતી. ૭
દેખી પ્રજા આનંદથી આશીશ આપે ફરી ફરી,
કૂશળ કૃપાનિધિ રાખશો મહારાવ શ્રીને શ્રી હરી;
અરિ[6] કુળ [7]નિકંદન દુષ્ટ દંડન સજ્જન પુષ્ટીકારજી,
અતિ હર્ષ સહિત પધારિયા મહારાઓ શ્રી ખેંગારજી. ૮
હે ઈશ અમ ઉપર અમલ અવિચળ પણે એનો હજો,

---

૧ સ્વરૂપ. ૨ નાનો. ૩ ભાઈ. ૪ બે. ૫ ગણપતી.
૬ શત્રુ. ૭ નાશ કરવો.

વળિ સુજશનો વિસ્તાર જન પ્રતિપાળનો જગમાં થજો;
પરિપુર્ણતા પામો વિદેશે સુર્ય તેજ પ્રકારજી,
અતિ હર્ષ સહિત પધારિયા મહારાવ શ્રી ખેંગારજી. ૯
વિશ્વેશ્વરા આ વિશ્વ મધ્યે કુશળ રાખો રાવને,
કિરતાર કરૂણામય થઈ પ્રરિપુરણ પ્રસવ[1] પ્રભાવને[2];
જે પ્રણિતપાળ[3] પ્રજા તણાછે સર્વ સુખદાધારજી,
અતિ હર્ષ સહિત પધારિયા મહારાવ શ્રી ખેંગારજી. ૧૦
બહુ બહુ વિનયથી વિનવિને કરૂં વિનતી વારંવાર હું,
મહારાવને સુખમાં સદા સદા રાખ જગદાધાર તું;
તે કચ્છ દેશ નરેશના કર એશ જય જય કારજી,
અતિ હર્ષ સહિત પધારિયા મહારાવ શ્રી ખેંગારજી. ૧૧

માલીનિ છંદ.

બહુ સુખમય રાખો રાવશ્રીને પ્રભુજી,
અતિ રિધ સિધ આપો તેમને હો વિભુજી;
બહુ પર ઉપકારી કામમાં લક્ષ જેનું,
નિશ દિન સુપ્રજાના સુખમાં ચિત્ત તેનું. ૧
જય જય બહુ થાઓ રાવશ્રીના અતીશે,
રિપુ કુળ ભય પામો દેશ મધ્યે વિદેશે;
વિવિધ વિધ પ્રકારે જગતમાં કીર્તિ જામો,
કરિ પરમ પ્રસંના દુઃખ દારિદ્ર વામો. ૨
સરસ સરસ તેની રાજનીતી સુધારો,
બહુ બહુ વખણાયે તેમ કિર્તિ વધારો;

---

૧ વિસ્તારવું. ૨ સુકીર્તિ. ૩ દુખીને પાળનાર.

જગમધ્ય જશ પામી નીકળ્યા શૂભ નામી,
નિશ દિન કરે રક્ષા રાવ શ્રીનીજ સ્વામી. ૩
બહુ વિનય વિનંતી ઈશ પ્રત્યે કરીને,
શુભ જય વય માંગો રાવશ્રીનાં ફરીને;
અરિ સકળ વિદારો[1] સદા ચિત્તે ધરીને,
પ્રભુ સુખમય રાખો રાવ ખેંગારજીને. ૪

દોહરો.

સદા વિનયથી વિનવું, વંદુ [2]જગદાધાર;
કુશળ કૃપાનિધિ રાખશો, દેશળ સુત પરિવાર. ૧
પ્રીતી સહિત પધારિયા, નૃપતિ રાખેંગાર;
ભાવે ફુલેકા તણું, વર્ણન કરૂં ધરિ પ્યાર. ૨

---

# फुलेकां कोना कोना तरफथी देवाणां तेनुं वर्णन.

દોહરો.

બહુ વિધ ફૂલેકાં ચડે, સજન તરફથી સાર;
દશ દીન ફૂલેકાં ચડયાં, સુણજો સહુ આ વાર. ૧

છપો.

પ્રથમ ફુલેકું બાઈ, શ્રી બાઈ સાહેબ બાનું;
જે ફુઈબા વરરાય, કાર્ય રૂડું કરવાનું;
બીજું માશીબા શ્રિ, હમજિબા જામનગરનું;
ત્રીજું માતુશ્રીજી, વળી ચોથું છે ઘરનું;

---

૧ કાપીનાંખવું. ૨ જગત+આધાર, જગતનો આધાર.

પાંચે ભુજ દરબારના, જનાનખાના સહુ તણું;
જે વરનાં મા દાદીશ્રી, ભાભીશ્રીજીનું ભણું. ૧

છઠું સાતુંજ સાર, કુમાર કલુભા કેરૂં;
સાતે શ્રીભુજ નાથ, કચ્છાધિશ હર્ષે ભરેલું.
આઠે વાંકાનેર, જ્યાં નરવર [1]નાનાણું;
નવમે નરવર પિતા, હમીરજીનું છે ઘરનું;

સામૈયું દશમે દિને, દિન દિન શોભા દશગણી;
ખરચ્યાં નાણાં બહુ ખાંતથી, મનમાં પ્રીતી અતિ ઘણી. ૨

દોહરો.

ખરચ્યાં નાણાં ખાંતથી, કહેતાં નાવે પાર;
કૃપણ કાળજું ફાટતાં, સુણી ન લાગે વાર. ૧

---

## फुलेकांनुं वर्णन.

સોરઠો.

પૂરણ ધરિ મન પ્યાર, વર્ણન કરૂં [2]વર્ણાગિનું
મુજ લઘુ મતિ અનુસાર, યથાવીધ નવ બની શકે. ૧

હરીગિત છંદ.

[3]રમણિક તે રચના તણું ઘણું સુઘડ વર્ણન સાંભળો,
અતિ હર્ષથી વર્ણન કરૂં વરણાગિનો અરસો ભલો;
સંબંધ અથવા નિકટ સગપણ તણો નાતો જેહને,
(તેમણે) આપ્યાં ફુલેકાં જેમ દુનિયાં પ્રગટ પ્રીછે સ્નેહને. ૧
સજિ સાંજથી સાજન સકળ સજિ વસ્ત્ર શોભિત અંગમાં,

---

૧ મોસાળ. ૨ ફુલેકું. ૩ શોભાયમાન.

શુભ પેર રચના બંધ ક્રમમાં ગોઠવાય ઉમંગમાં;
ક્રમવાર અધિકારી અને મેમાન બણિ ઠિક ઠાવકા,
જુગતે સજોડ જથે જથે મળિ શોભતા સુખ દાયકા. ૨
પ્રત્યેક સાજન આગળે મનહરણ નાચે નાયકા,
કરિ નૃત્ય [૧]અભિનય સહિત સ્વર મધુરે શ્રવણ સુખદાયકા;
સાજન સકળની આગળે વળિ વિવિધ વાજાં વાગતાં,
આનંદ સાગર ઉલટ્યો જન એમ મન અનુરાગતાં. ૩
મહારાવ શ્રી ખેંગારજી સંગે કલૂભા શોભતા,
અતી હર્ષની ઉત્કર્ષતાથી અશ્વ [૨]રથપર ઓપતા;
આગળ અનુપમ અપછરા સમ પાટપર બે નાયકા,
મધુરે સ્વરે મન મોદ કારક ગાન કરતી ગાયકા. ૪
આગળ વળી સુખ રૂપ ભૂપ હમીરજી મન ભાવતા,
પરિપૂર્ણ પ્રેમ અપુર્વ મનમાં હર્ષ અતિશે લાવતા;
નરવર ચડ્યા પછિ અશ્વનીપર રૂપ ગુણની જોતિયે,
મન મોદ પ્રફુલિત સર્વ સાજન વર વધાવે મોતિયે. ૫
સોનેરિ ભરજરિનો વિમળ વાઘો ધર્યો નરવર પતી,
મયુરાકૃતી શિર મુગટપર શિર પેચમાં શોભે અતી;
ઉર મોતિ મણિ માણિક તણા શુભ હાર નવસર હીંચતા,
ગુણ ગાંભિરાકૃતિ વદન [૩]રાજીવ મદન મોહક દીપતા. ૬
નક્ષત્ર અશ્વની તુલ્ય અશ્વના શોભતી શૃંગારથી,
તે પર ચડ્યા વર રાય નરવર પુર્ણ ઉરના પ્યારથી;
સુખકાર ફુલવાડી મધ્યે મનહરણ નરવર રાજતા,
અનુરાગ બાગનિ મધ્ય ભાગ્ય નિધિશું રતિપતિ ભ્રાજતા. ૭

---

૧ મનોહર. ૨ ઘોડાગાડી. ૩ કમળ.

સજી સપ્ત નવ શૃંગાર છબિ નિધિ સુંદરી યુથ શોભતું,
મધુરે સ્વરે ગિંત ગાય જે સુણિ લક્ષધા મન લોભતું;
ફુલવાડિ મધ્યે ચાલતી નરવરની પાછળ તે સહૂ,
ગિત ગાય સમય સમય તણાં તે કથન શું વરણી કહું. ૮
વર ઘોડલે બણિ ઠણિ વિરાજિત એનિ લુણ ઉતારતાં,
ઉપમા શી કહું તે સમયની આનંદ બહુ વિસ્તારતાં;
વર આગળે વાગે સુરાગે બેંડ સ્વર લઈ રાગના,
પરિ નુત્ય પાટ ઉપરે વરાંગિનિ નાચતી વારાંગના. ૯
ભેરી નફેરી ઢોલ ત્રાંસાં ભૂંગળો ભલિ વાગતી,
ન સુણાય કાન પડ્યું ગજી સહુ નાદમય પુરિ લાગતી;
ત્યાં હર્ષ હર્ષે પ્રહર્ષે સુરપુર સુર રમત ગમતો ઘણી,
નિરખાય નાચ્યા નાચની રમછટ રૂડિ રળિઆમણી. ૧૦
મદિરા પિયે મન માનતી લે પાક કંઈ શુભ પેરથી,
સુણિ મધુર ગાયન નાયકા મુખ લટુર બનતાં લ્હેરથી;
લોચન ચકોરે વિલોકતાં તવ એક ટગ સહુ લોકનાં,
ભલિ નાયકા મુખ ચંદ્ર ભણિ બહુ એજ સ્થાન અશોકનાં.૧૧
સ્વર તાન લઈ તાણે અધિક તે અમિઝરણ અતિ જાણિને,
મુખ પોળું રાખી રસ પીયે વધુ તે કહું શું વખાણિને;
મદિરા ખપે નહીં તેહ માણસ પાક લઈ બહુ પ્રીતથી,
લાગે ગળ્યો ખુબ ખાઈ લટુ બની જતા ઘણિ રીતથી. ૧૨
[1]તલ્લીન મન આનંદમાં સહુ લોકનાં બહુ તે સમે,
વળિ હર્ષની હદ પામિ અનહદ મોજ જે મનમાં ગમે;
ધીરે ધીરે વિચરે ફુલેકું સુઘડ પંથે શેરિએ,

---

૧ લીનતા.

નર નાર નિરખે નેહ ભરિ ચડિ બારિ ગોખ અટારિયે. ૧૩
[1]ઓવારણાં લે મનવડે ધનથી વધાવે ભૂપને,
મોહાય ગુણથી કોઈ પદવી કોઈ નિરખી રૂપને;
સુદ પક્ષ કે વદ પક્ષ દિનકે રાત્રિ વરતાયે નહીં,
દિપની અધિકતા દેખિ અતિશે કેમ શકું હું તે કહી. ૧૪
અવલોકિ આતશ બાજિ રચના વાળિ બહુ વિધ છૂટતી,
બપ્પોરિયાની દિમી તે સૌભાગ્ય [2]નિસિનું લૂટતી;
સણેણાટ કરતી છૂટતી [3]અસ્ત્ર તુલ્ય હવાઇઓ,
તારા ખરે તેમાંથિ નાના વિધના એમ નવાઇઓ. ૧૫
પરિવારિ સઘળું પુણ્ય જાણે દેહ ધરવા દેવતા,
તેરાનિ ઉત્તમ ભૂમિ પડતા [4]નભ તજી અહમેવતા;
બંબુ ભભક બહુ મારતા જાણે જમિનથી ઓચિંતાં,
ઉગ્યા અનુપ [5]કંચન તરૂ પત્રો સહિત અતિ શોભતા. ૧૬
વરસે શું કંચન મેઘ એમ દિસે ભભક કો બંબુની,
લચિ પડતિ [6]ડાળિના ભારથી શું વેલ [7]વિમણા કંકુની;
વરણી ન પામું પાર રચના સકળ સુખ સંદોહની,
માટે ટુંકાવું મન ધરી આ વાત મુનિ મન મોહની. ૧૭
મધ રાત પર ઘડિ બે થયે ફરિ રહે ફુલેકું ગામમાં,
વિશ્રામ કાજ પધારતા સુખ રૂપ નૃપતિ ધામમાં;
સાજન સકળ આનંદ માંહિ તમાશગિર પણ તે સમે,
વાતો પરસ્પર કરિ વિનોદની જાય સર્વ અનુક્રમે. ૧૮

---

૧ દુખડાં લેવાં. ૨ રાત્રી. ૩ અગ્નીબાણ.
૪ આકાશ. ૫ સોનાનાં ઝાડ. ૬ ડાળ. ૭ મનોહર.

દોહરો.

નવલ ફુલેકે નવ દિવસ, એમ ચડ્યા વર રાય;
સફળ કર્યાં લોચન સકળ, પ્રેમી પ્રજાના પાય. ૧

---

## [1]उपवित धारण करवानी हकीकत.

દોહરો.

ષષ્ટી મહા વદની સુભગ, આવી કરતાં એમ;
મ્હુરત ઉપવિતનું પુનિત, વરણું ધરીને પ્રેમ. ૧
પરમ પવિત્ર ચરિત્ર શુભ, કરી તથાપિ કુળ રીત;
વિસુદ્ધ તન નરવર થયા, દાદુભા દીપીત. ૨
બટુક થઈ દીપે બહુ, ધરિ નિજ સ્કંધે[2] દંડ;
સુ સરથી[3] શોભે ધરી, કામદેવ કોદંડ[4]. ૩
માતુશ્રી મન માનથી, પ્રેમ અપુર્વ સભાવ;
ભિક્ષા પિરશેછે ભલી, દિવ્ય દિસે દેખાવ. ૪
પવિત્ર થઈ ગાયત્રીના, મંત્રોક્તે સુખ રૂપ;
આરોપી વર રાય ઉર, ઉપવિત પુનિત અનુપ. ૫
[5]વેદધ્વની વિપ્રો કરે, માનનિ મંગળ ગાય;
દશ દિશિ દુંદભી નાદથી, પરી પુરીત જણાય. ૬
ધરિ ઉપવિત નરવર ઉઠ્યા, રાયધણજી શુભ વેશ;
સ્કંધે દંડ ધરી દિસે, બટુક રૂપ બહુ વેશ. ૭
અસલ ચાલની નકલ તે, કરાવતા મળી બ્રહ્મ;

---

૧ જનોઈ. ૨ ખભો. ૩ બાણ. ૪ ધનુષ્ય. ૫ અવાજ.

દેખાત બડવો દોડવા, નરવર સમજે મર્મ. ૮
પુર્વાભી મૂએ પ્રથમ, બડવો દોડે એશ;
વદન કમળ સ્મિત હાસ્ય યુત, સલજ્ય શોભે વેશ. ૯
દીલદાર દિપસિંહજી, ઉભા આંતરી પંથ;
મામા મળી મનાવિયા, દિન રૂડો દીસંત. ૧૦
મનામણામાં ત્યાં વળી, મામાએ મહારૂપ;
મનગમતા મહા હર્ષથી, આપ્યા અસ્ત્ર અનુપ. ૧૧
નિત નિત એમ નવા નવા, અધિક થાય ઉછરંગ;
સમિપ લગ્ન દિન આવતાં, પુરમાં ભીડ અભંગ. ૧૨
અલગ કરતિ અલકા પ્રભા, કુંઠિત વૈકુંઠ કેરિ;
સુર પુરિને શરમાવતી, રચના એમ રૂડેરિ. ૧૩
લગભગ જ્યમ જ્યમ લગ્ન દિન, ત્યમ પુરિ અધિકસોહાય.
જ્યમ જોબન દિન આગમન, નવિન નવોઢા[1] કાય. ૧૪
નિત્ય નવિ રચના નગરમાં, ઉમેરાય અનુદીન;
નવિન શિલ્પિ અભિનય દીપે, પદ્મણી જેમ પ્રવીણ. ૧૫
જમે નગર નર નારિ જન, નિત્ય નવિન મિષ્ટાન;
અનેક આવ્યા આદમી, મહિપતના મ્હેમાન. ૧૬
આવ્યા તે અવસર ત્યહાં, માગણ લેવા તાગ;
પાર ન પામું તપાસતાં, લાયક મળિયો લાગ. ૧૭
એમ કરતાં આવિયો, લગ્ન દિવસ સુખકાર;
વધાઈ આવી એ સમે, આણું આવ્યું સાર. ૧૮

---

૧ તુરતની પરણેલી જુવાન સ્ત્રી.

# मुळीएथी आणुं आव्युं तेनुं वर्णन.

## સવૈયા એકત્રીશા.

તેરા નગરીની શું કહીએ સુભાગ્ય લક્ષ્મિ તે આ સાર,
પ્રૌઢ મતીની પાટરાણિ આ પરમારોમાં થઈ નિરધાર;
મુળી નગરી તાત તણું તે ત્યાગી આવી જાદવ કુળ,
ભાગ્યોદયથી ભવ્ય મિટવા સાધર્મ પત્નિ પતીની મૂળ. ૧
બ્રહ્મચર્ય વૃત નૃપનાં પૂરણ સુ પરિણામે પામ્યા આજ,
આ સિદ્ધિ રૂપ મહા મનોહર મેળવિ આપ્યું ફળ મ્હારાજ;
ઉપાસના સરસ્વતિની અતિશે કરવાથી શું દિવ્ય અનુપ,
ભાગ્ય ભૂમિ જન સમસ્ત કેરી [1]કલ્યાણિકા ધરી બુદ્ધિ રૂપ. ૨

## વસંતતિલકા છંદ.

તેમાંદિખા ગુણ નિધીજ તણી પ્રભાશુ,
(રાયધણજી) રાજાધિરાજ તણી દિવ્ય [2]મનોરમા શું;
છે તાત તુલ્ય શુરવાન સુર્વાનજી તે,
કાકા થઈ કુળનિ રીત કરી સુ પ્રીતે. ૧
દૈ દાયજો અધિક વ્હાલ ઘણે વળાવ્યાં,
તેરા મધે લગનને દિન આપ આવ્યાં;
આનંદની બહુ લતા પુરમાં ભલેરી,
દીઠી ધુમા ધુમ ઘણી નરે નારી કેરી. ૨
દેતા પરસ્પર વધામણિ મૂખ્ય હસ્તે,
આણું પધાર્યું કહિ રાજિ થતા સમસ્તે;

---

૧ રૂડું કરનારી. ૨ મનરંજન કરનાર સ્ત્રી.

તૈયારિ ત્યાં બહુજ સ્વારિની માંડિ થાવા,
લાગ્યા ગુણીજન મનોહર ગાન ગાવા. ૩

## सामैयानी स्वारीनुं वर्णन.

### દોહરા.

રૂડા રાજગઢે થકી બહુ વિધ બની બજાર;
ઠઠ જામી જન સર્વની, પુરમાં ને પુર બહાર. ૧
ઉભય બાજુનાં હાટને, શણગાર્યાં ધરિ સ્નેહ;
રાવણની હરિ આણિ આ, શું [1]હાટકપુરી એહ. ૨
તેરા સર સુખ પુંજ વિચ, અંબુજ [2]વિપિન બજાર.
ખીલ્યા હાટ હાટક કમળ, જન [3]મધુકર ગુંજાર. ૩
વિજય વાવટા અશ્વપર, પ્રતાપ સૂચક પ્રૌઢ;
અખિલ વિજયિ શું અનંગનો, ધ્વજ હયપર આરૂઢ. ૪
અનેક કોતલ અશ્વપર, રત્ન જડિત્ર પલાણ;
સુવર્ણ સાંકળ ઉર વિશે, કર્મ જુઓ [4]કેકાણ. ૫
અધીક હય રથ ઓપતા, રથ સિધરામ અનેક;
અન્ય વાહનો વિવિધ છે, છક થઈ ગણતાં છેક. ૬
અસંખ્ય પેદલ સ્વારને, પોલીશ અર્બ અપાર;
બન્યા નવલ વસ્ત્રો ધરી, આભૂશણ શણગાર. ૭
રાજ કુટુંબી વર્ગના, કિશોર વય સુકુમાર;
જાતવંત અશ્વો ઉપર, આપ બન્યા અસ્વાર. ૮
એમ બણી ઠણીને ઉભી, સ્વારી દમામ સહીત;

---

૧ સોનાની નગરી. ૨ વન. ૩ ભ્રમર. ૪ ઘોડો.

સજે કુંઅર શણગાર અત, પૂરણ ધરિ મન પ્રીત. ૯

---

## वर रायना शृंगारनुं वर्णन.

### હરીગિત છંદ.

ધર વદન સુર્વરણ સમું રંગ ત્રિવિધ શુભ તે વારમાં,
ભવ્ય ઉર સ્થળ માંહી દિપે મોતી હિરા મણિ હારમાં;
હીરા જડિત તોડા દિપે પગમાંહિ બાજુ હાથમાં,
પોંચી વિંટીને નિલમ યુત શોભે કડાં તે સાથમાં. ૧

સુવર્ણ યુત નિલમણી મોતી તગન અતિ તરતીબથી,
શુભ કરણમાં સૂવર્ણ [1]કુડક હીરા જડિત મનહર અતી;
શિર પેચ શોભે પાઘમાં દિપી દુકુલ વસ્ત્રો તણી,
નર નાર નીરખી મોહ પામે રતિ પતિ શોભા ઘણી. ૨

નક્ષત્ર મધ્યે જેમ શોભે સુભગ [2]સૂધાકર અતી,
આભૂશણોથી શોભતા અતિ ઓપતા નરવર પતી;
વાદળ કરી ન્યમ વેગળા નિકળે સુગ્રહપતી આપરે,
દીશા સકળ પ્રફુલિત કરી દરશાવે નિજ પરતાપરે. ૩

સૂવર્ણ ચાંદી પુષ્પને નાણાં તણી છાબો ભરી,
તે મંત્રી નીછાવર કરી ઉછાળતા હોંશે કરી;
વરજી ચડ્યા શુભ અશ્વપર શિર મેઘ ડંબર છત્ર છે,
સાનુજ પિતાથી શોભતા શુભ સાથમાં અતિ અત્ર તે. ૪

---

૧ કોકરવાં. ૨ ચંદ્ર.

# सामैयानी स्वारी जोवानी सर्वना मननी उत्कंठा.

### મહીદિપ છંદ.

મહા [1]મૃદુ મ્રદંગ વાગે ધિમિ ધિમિ ધ્વનીથી,
થાય પરીપુર્ણ નાદ ગલી કુંચી [2]સુવીથી;
સુર પુર સમાન બન્યું શૂભ પૂર તેરા,
જ્યમ અનંગ પૂર રંગ નવિનથી ભલેરા. ૧
ચાલિ ઘેર ઘેરથી સુ સુંદરી સુવેશે,
ધામ ધૂમ રૂપ ગૂણ નિરખવા વિશેશે;
કો ચડી જરૂખે બારિ ગોખ કો અટારી,
હર્ષ બહુ ધરી નીરખે ભલી સવારી. ૨
શેળ ભેળ થાય ઘણી નાર સર્વ સંગે,
ભુલિ શરીર સુદ્ધ બુદ્ધ અન્ય તે પ્રસંગે;
મન સહુનાં ભૂપ રૂપ સુખ નિધાન માંહી,
જેથિ સર્વ લોક થોક સુદ્ધ બુદ્ધ નાંહી. ૩

---

# विचरती स्वारीनुं वर्णन.

### મનહર છંદ.

સ્વારીની વિશેશ વાત સુણો તમે જન સહુ,
બહુ લોક મળ્યા મન હર્શથી સુ વાટમાં;
લાગી ધામધુમ સ્વારી વીચરતી ધીમી ધીમી,

---

૧ કોમળ. ૨ માર્ગ.

બણી ઠણી સર્વ મોશલો વિરાજે ડાઠમાં.
રથ સીઘરામ ગાડી હયરથ અનુપમ,
ભૂપ કામ રૂપ અશ્વપર ચડ્યા ઘાટમાં;
કચ્છના નરેંદ્ર ચંદ્રવંશી મહારાવ શ્રીજી,
ખેંગારજી ખુબ ખુશથી બિરાજે સાથમાં. ૧
[1]શક્ર તુલ્ય [2]શુરમાં સુશોભતા સુરેશ જેમ,
તેમ અતી ઓપતા કચ્છેંદ્ર ભૂપ તે સમે;
સાથમાં સુબંધુ અને કુળ દીપ કાકાશ્રીજી,
હમીરજી હેતથી વિશેશ સર્વને ગમે.
નીરખી નરેશને પ્રજા અધિક પ્રેમ મય,
ધોળ કરી નૃપતીને નમ્ર પણે સૌ નમે;
નારી વૃંદ સર્વ મળી ઓવારણાં લેછે અતી,
મતી અનુસાર સર્વ દે અશીશ તે સમે. ૨
જોવા મળી [3]ગર્દ મર્દ નારી તણી અતી ઘણી,
અબળને ઠેલી પાડે સબળ જનો ઘણા;
જેમ સરિતામાં જળ પૂર આવે વેગ વધે,
મેળાપને ચાહી ધાય સંગમ સિંધુ તણા.
એમ દેશી વિદેશી સુવેશી જન મળ્યા બહુ,
સહુ જન હર્ષમાં પ્રહર્ષ અતી નહી મણા;
નરવર ચંદ્રરૂપ વિલોકતાં સર્વ જન,
લોચન ચકોર રૂપ ભૂપતી સોહામણા. ૩

---

૧ ઇંદ્ર. ૨ દેવતા. ૩ ભીડ.

### દોહરો.

એમ સ્વારિ વિચરે સુભગ, અધિક થાય આનંદ;
પ્રેમે પૂરણ પ્રેમથી, જયે જયે જન વૃંદ. ૧
પૂર્વાભી નાકે ઘણી, ભીડ થઈ તે બાર;
પોચ્યે વર પ્રેમે થયા, બહુ તોપના બહાર. ૨

---

## વરકંન્યાનો મેળાપ થયો તેનું વર્ણન.

### દોહરો.

સુર સમુદ્ર મંથન કરી, લક્ષ્મી કાઢિ લલીત;
વિષ્ણુએ ૪વિમળાંગિને, લીધી પ્રીત સહીત. ૧

### રાગ ગરબી.

( કારતગ માસે કાનજી સાહેલીરે ) એ ઢાળ.

ધર્‍યા જોશમાં ધીર થઈ વર રાજારે,
વળિ જાડેજા ભાયાત ધર્‍યા તન તાજારે. ૧
પવન વેગિ અશ્વે ચડ્યા અલબેલારે,
વિચર્યા બહુ જોશ સહીત જ્યમ જળ રેલારે. ૨
પ્રથમ રથે જે પોચિયા શ્રમ મારે રે,
બહુ વિધથી પામ્યા માન, અતીશય ભારેરે. ૩
આપ્યા પોશાકો તેહને શુભ ભાંતેરે,
જન સહુમાં થાય વખાણ કહું શું વાતેરે. ૪
નરવરને રાણી તણો સુભ ટાણેરે,

---

૪ મનોહર અંગવાળી.

એમ હર્ષિત થયો મિલાપ શું કો વખાણેરે. ૫
જ્યમ નદી સાગર સંગમે જળ શોભેરે;
ત્યમ નરવરના મેલાપથી મન લોભેરે. ૬
[1]ગગનોપરિ ઘન [2]વિદ્યુતસમ ગગડાટેરે,
ત્યમ તોપ બ્હાર બહુ થાયછે ભલિ ભાતેરે. ૭
શુભ અશ્વ ઉપરથી ઉતરી રથ માંહીરે,
આગળ બેઠા વરરાય અંતરપટ ત્યાંહીરે. ૮
નરવર ને રાણિ મિલાપને શુભ વખતે રે,
બહુ વિધથી વાજાં વાગીયાં મન હરખેરે. ૯
નૃપ રથ માંહિ પ્રિયા સહિત ઘણું શોભેરે,
જ્યમ મન રૂપી રથ કામ રતી મન લોભેરે. ૧૦
મિશલ બંધ સ્વારી વળી પુર માંહીરે,
પ્રેમાતુર સઘળી પ્રજા નિરખવા ધાઇરે. ૧૧
આ સમયની શુભ સ્વારી તણી છબિ સર્વેરે.
ફોટોગ્રાફરે તયાર કરી મન ગરવેરે. ૧૨
સ્વસ્તી વાચક શબ્દો કહે ત્યાં બ્રાહ્મણરે,
બહુ વિધથી દે આશીશ મંગડ ભટ ચારણરે. ૧૩
શુભ નગર વિશે એમ સંચર્યા વર રથ ચડિરે,
હદ વળિ રૈયતના હર્ષની સૌમન અતિરે. ૧૪
આ કૌતક જેણે નીરખ્યું તે સુભાગીરે,
તે સુફળ થયો અવતાર નેત્ર સુજાગીરે. ૧૫
ત્યાં કેક વધાવે મોતીયે સવિવેકેરે,
બહુ [3]પથમાં વૃષ્ટી થાય પુષ્પ અનેકેરે, ૧૬

---

[1] ગગન ઉપર. [2] વિજળી. [3] માર્ગ.

# પુરપ્રવેશ સમે દીપમાળાનું વર્ણન.

## રાગ ગરબી.

(આજ એકાદશી ઓછવની). એ ઢાળ.

શીકહું શોભા મુની મન ક્ષોભા,નગરતણી હું શીકહું શોભા ટેક.
રચિ દીપ માળા તેજ વિશાળા,
સ્વારો ગમન પથ બનિ ચિત્ર શાળા; નગરતણી હું શી૦ ૧
લાલ પીરોજા દીપક લીલા છે,
શું ગ્રહ મંડળની આ લીલા છે; નગરતણી હું શી૦ ૨
દીપક હાર દીસે પ્રતી રસ્તે,
શું નક્ષત્રોને ધર્યા પ્રતી હસ્તે, નગરતણી હું શી૦ ૩
સાત દીપકનાં ઝુમર પ્રતી હાટે,
સપ્ત રૂશીની ઉપમાને ધાટે; નગરતણી હું શી૦ ૪
વાળી કમાન દીપક પ્રગટ્યા છે,
સિંહાદિ રાશીની શું તે છટા છે; નગરતણી હું શી૦ ૫
વર મુખ ચંદ્ર તે મધ્ય બિરાજે,
જાણે શશી રોહણી સંગ રાજે; નગરતણી હું શી૦ ૬
ધીરે ધીરે ધરણી પતી વિચરે,
માનુની મંગળ ગિત મુખ ઉચરે; નગરતણી હું શી૦ ૭
લે દુખડાં દુર રહી પુર નારી,
જુગ જુગ જોડિ જીવો બલિહારી; નગરતણી હું શી૦ ૮
એમ પ્રીયાને સાદર તેડી લાવ્યા,
માનિતીને માંયરે પધરાવ્યાં; નગરતણી હું શી૦ ૯

---

## हस्तमेळापनुं वर्णन.

( જોગીંદ્રપણું શીવજી તમારૂં મેં જાણ્યું. ) એ રાગ.

હર્ષ ઘણો સર્વ જન મન માંહી,
ચતુર સુજોડિને નીરખે છે ત્યાંહી; હર્ષ ઘણો૦ ૧
ભૂપ ચતુરવર ચોરીએ ચડિયા,
ઢોલ દદામાં ત્રંબાળુ ગગડિયાં; હર્ષ ઘણો૦ ૨
વિપ્ર ભણે મૂખ વેદ વીધીથી,
હર્ષિત થઈ વર સુગુણ નિધીથી; હર્ષ ઘણો૦ ૩
વર [1]વધુ મંગળ ફેરા ફરે છે,
રતિ કામ શું અગ્નિ ઓળગ કરેછે; હર્ષ ઘણો૦ ૪
પ્રથમ પધારવાની નીજ પાટે,
વર વધુ [2]ત્વરા કરે ભલિ ભાતે, હર્ષ ઘણો૦ ૫
સમય થયે તન આળસ છાંડી;
કંસાર પિરશે છે કન્યાની માડી, હર્ષ ઘણો૦ ૬
કંસાર કોડે જમે કહું શું વરણી;
જુગતે ઉદ્ધા જાદવવરે પરણી, હર્ષ ઘણો૦ ૬

---

## दंपतिना परस्परना प्रेमनुं वर्णन.

### દોહરો.

પ્રીત પરસ્પરમાં વધી, પ્રતિ દિન પરમ અમીત;
જેવી ચંદ્ર ચકોરને, સુર્ય [3]સરોજ પ્રતીત. ૧

---

૧ વહુ. ૨ ઉતાવળ. ૩ કમળ.

## રાગ ગરબી.

( કહું તે સખી તું કોઇને કહીશમાંરે લોલ,
કાલે રીસાતા કંથ રીશમાંરે લોલ. ) એ ઢાળ.

શોભે નિશા વડે ચંદ્ર, ચંદ્રથી નિશારે લોલ;
દિશા વડે કીર્ણ, કિર્ણથી દિશારે લોલ;
શોભે ભક્તિ વડે ભાવ, ભક્તિ ભાવથીરે લોલ;
રાણી વડે રાય, રાણી રાવથીરે લોલ. ૧

શોભે સભાથી પંડિત, પંડિતે સભારે લોલ;
પ્રભા વડે [૧]ભાનુ, ભાનુથી [૨]પ્રભારે લોલ;
શોભે શઢ વડે નાવ, શઢ નાવથીરે લોલ;
રાણી વડે રાય, રાણિ રાવથીરે લોલ. ૨

શોભે ધીર વડે ઢાલ, ઢાલથી ધિરોરે લોલ;
હીરા વડે હેમ, હેમથી હિરોરે લોલ;
શોભેછે દયાથી દાન, દયા દાનથીરે લોલ;
રાણી વડે રાય, રાણિ રાવથીરે લોલ. ૩

જેમ ચંદ્રમાં ચકોર તણું ચિત્ત છેરે લોલ;
પદ્મને તો સુર્ય સાથે પ્રીત છેરે લોલ;
જેમ વીજળીને પ્રીત વરસાદમાંરે લોલ;
રાણી સાથે રાય, રાણી રાયમાંરે લોલ. ૪

[૩]મીન સર્વ સુખ માને, રહી નીરમાંરે લોલ;
એદ પામિને મરે તે ખીરમાંરે લોલ;
પતીમાં પતિવૃતાની એમ પ્રીતછેરે લોલ;
રાણી રાજાની એવી રીત છેરે લોલ. ૫

---

૧ સૂર્ય. ૨ દિવસ. ૩ માછલી.

પ્રીત દીપકમાં લાગિ છે પતંગનીરે લોલ;
પોયણીને પ્રીત, પુરી ચંદ્રનીરે લોલ;
જેમ ધ્રુવ માછલીનું મુખ ધ્રુવમાંરે લોલ;
(તેમ) રાણી તણું ચિત્ત રહે રાયમાંરે લોલ. ૬
શોભે મુખ વડે દંત, મુખ દંતથીરે લોલ;
નારી વડે કંથ, નારિ કંથથીરે લોલ;
શોભે પરમાર વહુ દાદુભાથકીરે લોલ,
નરવર તેમ વહુથી અતીરે લોલ. ૭
પ્રીત જેમ લાગી પદ્મ અને નીરનીરે લોલ;
જેમ વળી પ્રાણને શરીરનીરે લોલ;
રાગ વડે તાળ, રાગ તાળથીરે લોલ;
રાણી વડે રાય, રાણિ રાયથીરે લોલ. ૮
શોભે સેન વડે ભૂપ, સેન ભૂપથીરે લોલ;
ગુણ વડે રૂપ, ગુણ રૂપથીરે લોલ;
જેમ ભ્રમર કમળ ચાહે ભાવથીરે લોલ;
રાય ચાહે રાણિ, રાણિ રાવથીરે લોલ. ૯
એમ પ્રેમી જોડાંની પ્રીત બહુ વધીરે લોલ;
વળી વિશેશ વિવેકે વધીરે લોલ;
પરસ્પર એમ પ્રીત નવ નવીરે લોલ,
શું વરણવી શકે કો કવીરે લોલ. ૧૦

દોહરા.

એમ પરસ્પર પ્રીતથી, પ્રેમ અપુર્વ જણાય;
વર્ણન વિગતે હું કહું, આગળનું જે થાય. ૧
નગર બધું ભોજન કરે, મોજ કરે મેમાન;

પડાવેલ છે પ્રથમથી, પાંચે વિધ પકવાન. ૨
નગરતણી પ્રત્યેક સહુ, ન્યાતોને ભલિ ભાત;
સાદર ભોજન સકળને, પ્રથક પ્રેથક સહુ જાત. ૩
જમી રમી સહુ ન્યાતીઓ, બહુ હર્ષિત મન માંય;
આશિશ આપે અતિ ઘણી, જુગ જુગ જીવો રાય. ૨

---

# આતસ બાજીનું વર્ણન.

## મનહર છંદ.

બહુ વીધ દીપ માળ ગોઠવી છે હારો હાર,
દીપક દિસે અપાર નીલા પીળા રંગના;
કો ગુલાબી નારંગી કો પીરોજા ગલાસ માંહિ,
આસમાની અનેક દિસે સુતેલ સંગમાં.
જાણે મણી માણેક હીરાની જોત નીલમની,
અનેક વિધિથી શોભે રાય ઉર હારમાં;
તેમ સુમરા સરને કાંઠે સર્વ દીપમાળ,
અંદર આતસ બની શોભા હારો હારમાં. ૧
ગોઠવ્યાં અનેક ઝાડ કમાનો વિવિધ રંગ,
રમત ગમત ગોઠવી અનેક ભાતની;
દારૂખાનું ગોઠવ્યું બહુ વિધે અનેક જાત,
રોશની પ્રત્યેકમાં દિસેછે જાત જાતની.
જેમ રાણી આભૂષણે શોભે નીલા મણી મોતી,
માણેક હીરા અપાર શોભે સહુ સાથની;
તેમ સર્વ રંગની સુ આતસ અતીશે છુટે,

ઓપતી અનેક રીત વિવિધ સુ રાતની. ૨
હવાઈ અનેક વીધ છુટે તેમાં તારા ઉડે,
ખુડે પડી પાણીમાં બહુ પ્રકાર રંગના;
ઘણાં કોક બાણુ ને સુ નાળિએરમાંથી છુટે,
હવાઈના તારા જાણે આકાશી તરંગના.
બીજી બહુ આતસ અનેક જાતની વિછુટે,
છુટે કોઈ તોપના બહાર તુલ્ય સંગમાં;
[1]દશાનન તણો દેશ જાણે સળગ્યો દિસેછે,
એમ બહુ વિધ શોભા બની જાણું લંક આ. ૩

દોહરા.

એમ બહુ આતસ છુટે, નિરખે સકળ જહાન;
જદુકુળ પતિ હર્ષિત ઘણા, મન હર્ષિત મેહેમાન. ૧
સાગર ઉછળ્યો સ્નેહનો, હર્ષ તાળી ઘુઘવાટ;
શ્રવણ તટે અથડાઈ અતી, ઘણો થયો ઘોંઘાટ. ૨

---

## चारण, भाटने ताग वहेंच्यानी हकिकत.

દોહરા.

દિન બીજે નર નાર સહુ, લખંતાં લાખેક;
મન ગમતાં ભોજન કરી, હૈયે હર્ષ વિશેક. ૧
માગણ ચારણ ભાટનાં, નર નારી વૃધ બાળ;
[2]તરૂણપણે કો તન વિશે, નહિ જોતાં નિરમાલ્ય. ૨
એક માસના [3]અર્ભકો, તે પણ [4]કટિ પર તેડિ;

---

૧ રાવણ. ૨ જુવાન. ૩ બાળક. ૪ કેડ.

[1]તાગ કારણે તરૂણીઓ, ઘણી મળી આણુ તેડિ. ૩
કર્યાં એકઠાં કોડથી, વંડી ઘણી વિશાળ;
પૂરાયા જન પ્રીતથી, માગણ જન નર નાર. ૪
દરવાજા પર બે દિશે, કરી મ્હોરનો ગંજ;
ઉપરી બેઠા આપવા, સહુને તવ સુખ પુંજ. ૫
મન હર્ષિત મ્હારાવ શ્રી, પૂરણ ધરિને પ્યાર;
એક દિશેથી આપતા, તાગ સર્વને સાર. ૬
બીજી બાજુમાં વળી, આપે તાગ સપ્રેમ;
મહારાજા કુમારશ્રી, હમીરજી ત્યાં તેમ. ૭
એ રીતે માગણ સહુ, બમણી દાત નિહાળિ;
હિય હરખી બાંધે સહુ, ગાંઠ ઘણી વિધ વાળિ. ૮
સવારથી સાંજે સુધી, અધિક આપતાં એમ;
તાગ આવિયો દાતનો, પૂરણ ધારી પ્રેમ. ૯
નૃપનો જય જય નિર્મળો, ગાતાં ગુણ અગણિત;
મહીપતિ માગણ વરણ સૌ, વિદાય થાય વિનીત. ૧૦

---

## कया कया राज्यो तरफथी पोशाक आव्या तेनुं वर्णन.

છપ્પા.

પ્રથમ ભુજ પોશાક, રાઓ શ્રી મહારાજાનો;
જે કીમત મહા મુલ્ય, દુકુળ ભૂષણ ઝાઝાનો.
બાઈ શ્રી હમજીબા, વળી જે જામનગરનાં;

---

[1] પરવાર.

ભુષણ વસ્ત્ર અપાર, સહિત જન સહુ જે ઘરનાં.
વળી મહારાજા શ્રી જામની, તેમજ ભાવનગર તણી;
પોશાક હરીબા તરફની, જેની શોભા છે ઘણી. ૧

વિધવિધ વાંકાનેર, તરફથી આવી પ્રીતે;
રાજ્ય તરફની એક, એક લાડુબાની તે,
મોટીબા મોરબી તણાં, નવી કૌની છે ત્યાંહાં;
સાહેબાણી વૌ સહિત, વળી માજીબાની જ્યાંહાં.
એમ વિધ વિધ વાંકાનેરથી, હય ભુષણ વસ્ત્રો તણી;
(તેમજ) પોશાકો(ત્યાંના) ભાયાતની, જેની શોભા છે ઘણી. ૨

સિધા વદરથી સરસ, રાણા રણમલસિંહ તરફી;
તેમજ દિપિત અપાર, દિપસિંહજીની નિરખી.
કોઠ કેરાળેથિ, ખાંતથી ખીજડિયાની;
કરણસિંહની તેમ, એમ પંચાશિઆની.
તેમજ ગોંડલ ને મોરબી, ધ્રાંગધ્રા શુભ ધામથી;
વળી સરસ સડોદર રાજવી, દેવીસિંગજી નામથી. ૩

દોહરા.

માંડવિ ને મુંબઈ થકી, બીબી શ્રીજી એશ;
પોશાકો આવ્યાં ઘણી, શોભે જેમ વિશેશ. ૧
મુંબૈથી મ્હાજન વતી, સર્વોત્તમ જે શેઠ;
જેરાજ મકનજી આવિયા, લૈ પોશાક વિશેક. ૨

# પોશાકમાં શું શું આવ્યું તેનું વર્ણન.

દોહરા.

રજવાડા સૌ તરફના, લઈ પોશાક અમુલ્ય;

રાજવંશિઓ આવિઆ, દિવ્ય ઘણાંક દુકુળ. ૧
કરવા અંગીકાર તે, ભુપ ભરી દરબાર;
વિરાજિયા વરરાયજી, કહું તેનો વિસ્તાર. ૨
[1]પાચ મોતિના હારડા, જડિત કડાંની જોડ;
મણિ [2]મુદ્રાઓ બહુ મુલી, કરતા ભેટ સકોડ. ૩
ગુણિયલ કંઠા ગળચવા, હીરા રત્ન જડિત;
ભરિ ઢાલો ભર જરિ તણાં, થાનોથી બહુ ઠીક. ૪
રેશમિ તાકે બહુ રૂડી, ભરિ ઢાલો ભરપૂર;
પટકા શેલાં પામરી, લાવી ધરે હજુર. ૫
બહુ બળવંતા બહુ મુલા, રંજવાડી [3]રેવંત;
આણી મુખ્ય આગળ કરે, વર સ્વીકાર કરંત. ૬
નજરાણા નાણાં તણા, વળિ કો કરે અનેક;
મૂકે ભરિ મુખ્ય આગળે, વિગતે થાળ વશેક. ૭
અનેક રાજ્યોના લીધા, અતિ પોશાક અનૂપ;
સગાં સહોદર નોકરો, વિધ વિધ વિગતે ભુપ. ૮
ગાજાવાજા સહિત કો, છાબો ભરી સુહાતિ;
લાવે ઉડે ગુલાલ બહુ, જ્યમ [4]નભ આંધી રાતિ. ૯
એમ સર્વ પોશાકને, લીધા અશ્વઅનુપ;
હવે વરણવું હેતથી, પોશાકો દે ભુપ. ૧૦

---

૧ હીરા. ૨ વિંટી. ૩ ઘોડા. ૪ આકાશ.

## મ્હેમાનોને પોશાકો દીધા તેનું વર્ણન.

### સવૈયા એકત્રીશા.

પ્રથક પ્રથક પરૂણાને તેડ્યા, અધિક ઉરમાં આણી પ્યાર;
પોશાકો આપે પ્રીતીએ, તજવિજથી તેરા દરબાર.
હેમ કડાંની જોડી સાથે. કૈને [1]મુકતા કેરા હાર;
મણી મુદ્રિકા મહા મુલ્યની, દોરા કંઠા ગંડા સાર. ૧
ફેંટા રેંટા કૈને પટકા, મલમલ થાન મહા મુલવાન;
તેજવંત છે રેશમિ તાકા, ભલા ભરેલા ભર જરિ થાન.
મંદિલ મેકર પાઘ પામરી, સેલાં શાલ અમીત અનુપ;
તેમજ તરૂણી વર્ગ તણા બહુ,વિધવિધથી ગોઠવિયા ભૂપ. ૨
ધીંગી ઢાલો ભુષણ ભારથી, નમે ઉચકતાં તે નીરધાર;
જથે જથે જુદા કરી રાખ્યા, દેતાં સૌને ન લાગે વાર.
પ્રત્યેક પર પત્રિકા લગાડી, નામ લખ્યાં તેમાં સ વિવેક;
નામ પ્રમાણે મેમાનોને, બોલાવી આપે એક એક. ૩
આવી હજુર ખડા રહે ખાંતે, તાજીમ કરિને નમે તમામ;
મંત્રી હસ્તે પોશાકો દે, નરપતિને નમી કરે સલામ.
કરતલમાં પોશાક લઈ, પાછે પગ બેસે જઈ નિજ ઠામ;
ત્યારે ઉઠે બીજો તરતજ, તે પણ પામે તેવાં માન. ૪
એમ સર્વ પોશાક લઈને, ઉચરે ખાવીંદ ખમા ખમા;
રજવાડી જન સહુ રીઝથી, લઈ પોશાક નૃપતિને નમ્યા.
અધિકારી મંત્રી સરદારો, નોકર ચાકર સરવે ત્યાંય;
મન ગમતા પોશાક મેળવી, હર્ષ સહીત ઉતારે જાય. ૫

---

[1] મોતી.

### દોહરા.

મન હરખ્યા મેમાન સૌ, પામી શુભ પોશાક;
દીપે જ્યમ કૃષિ ક્ષેત્રમાં, પરમ નવિ નવિ પાક. ૧
ગ્રહસ્થ નામાંકિત ઘણા, આવ્યા જે અતિ પ્રીત;
પામ્યા ખુબ પોશાક તે, રાજવળાંની રીત. ૨
વિધ વિધના ખેલાડિયો, કળાવંત ગુણવંત;
ભાંડ ભવાયા શેતડા, પીર ફકીર અનંત. ૩
જોગી જંગમ નાટકી, કવિવર નટ નિરધાર;
સભા કરીને સકળને, આપી મોજ અપાર. ૪
વેઢ વિટીને પાઘડી, પટકા સેલાં સાર;
મંડીલ મેકર બહુ મુલા, આપ્યા અશ્વ અપાર. ૫
નવીન સાજ ખડીયા સહિત, હય ઓપે અતી સાર;
તેમજ કવી જન સર્વને, બમણી મોજ અપાર. ૬
સહુ કવિવર હરખિત મને, અદકી લઈ પોશાક;
આશિશ આપી નૃપતિને, ગયા સહુ નિજ થાક. ૭

---

## कसुंबा निकळ्या तेनुं वर्णन.

### હરીગિત છંદ.

મેમાન સહુ દેશી વિદેશી તેડિયા ખુબ ખાંતથી,
પીવા કસુંબો થૈ સભા ભાયાત પણ ભલિભાતથી;
મિસલમાં સહુ રાજ્યના મેમાન સરવે ત્યાં મળ્યા,
નિજ રાજ્યના તેમજ બહુ અધિકારી મંત્રી સૌ ભળ્યા.૧
મ્હારાજ શ્રી વીભાજીના અધિકારિ આવ્યા નગરથી,

બહુ હર્ષથી પ્હેલો કસુંબો, તેમણે આપ્યો અતી;
અતી અમલ ને સાકર કસુંબા તણી રેલ ઘણી કરી,
સાનુજ સહિત મહારાઓશ્રીજી પાસ પોશાકો ધરી. ૨
બંધાણી જન ત્યાં બહુ મળ્યા,વિશ શેર પૂરા પી ગયા,
સાકર સવાસો મણ ખપી જન લઈ સકળ રાજી થયા;
કોડે કસુંબા દે ક્રમે અતિ આગ્રહે નિત પ્રીતથી,
ધરી ભાવ ભુપ અતી ઘણો, શુભ રાજ રૂડી રીતથી. ૩

**દોહરો.**

એમ કસુંબા કોડથી, ભાવ ભલે નિત થાય;
દિન દિન આનંદ અતિ ઘણો, મહિપતના મન માંય. ૧



## खुदावंत मिरजां महाराओश्रीजीनुं पधारवुं थतां रैयते आपेली आशीश.

**દોહરા.**

એમ ભલો ઉત્સવ કરી, પૂરણ પ્રીત સહીત;
ભૂજ ભણી સહુ પરવર્યા, રાખેંગાર સુરીત. ૧
તે વખતે તેરાપતી, મનમાં ધરિ બહુ પ્રીત;
પોશાકો દે સર્વને, કરે વિદાય ખચીત. ૨
બહુ વિધ વાજાં વાગતાં, થાય તોપના બ્હાર;
રજા લેઈ કાકા તણી, સંગ કુટુંબ પરિવાર. ૩
બહુ વિધથી હર્ષિત થઈ, રૈયત દે આશીશ;
"જુગ જીએરા" ગુણનિધિ એમ વદે દશ દીશ. ૪

## રૈયતની આશીશ.

### સવૈયા એકત્રીશા.

આજ કાલ ભારત ભૂમીમાં, રાજે ઘણાક રાણા રાય;
પણ તેમાં પંકાતા બંકા, કચ્છ ભુજ ભડ ભુપતિ પ્રાય;
કારણ તેનું તો ટુંકામાં, પ્રેમે કરવા ચહું પ્રકાશ;
ખમા રાવ ખેંગાર ખલકમાં, સવાઈ બ્હાદુર છો સાબાશ. ૧
કલ્પ તરૂ કેળવણી કેરાં, સ્વદેશ બાગે પોખ્યાં બેશ;
પ્રજા તણું પાલણ કરવામાં, હોંશી રામ સમાન હમેશ;
આબદાર ઇલિકાબ અનુપમ, મહારાણીએ આપ્યો ખાસ;
ખમા રાવ ખેંગાર ખલકમાં, સવાઈ બ્હાદુર છો સાબાશ. ૨
પ્રજા ભુપના ધર્મ ધરા પર, મર્મ લહ્યો તેનો મ્હારાજ;
રાજ્ય નિતીનાં અંગ હૃદયગત, શૌર્ય ધૈર્યનાં શોભે કાજ;
રાજ સમાજ છટા શરમાવે, ઇંદ્ર કુબેર સમો આવાસ,
ખમા રાવખેંગાર ખલકમાં, સવાઈ બ્હાદુર છો સાબાશ. ૩
દેશ સુધારા પરમારથમાં, દિવ્ય ભવ્ય દીધાં બહુ દાન;
ઉત્તમ ઉત્તેજન આપીને, સન્માન્યા સારા વિદ્વાન;
ઉજ્વળ જશ પોશક કરણીએ, ધરણીમાં ધારી અવિનાશ;
ખમા રાવખેંગાર ખલકમાં, સવાઈ બ્હાદુર છો સાબાશ. ૪
વાધી વિશ્વ વિશે વિખ્યાતી, દેશવિદેશે થાય વખાણ;
ચિરંકાળ ચકવે એ રીતે, ચાલૂ રહેજો લાયક લ્હાણ;
ઇશ સાક્ષિએ રૈયત આશિશ, અરપે વાધો સુખ હુલ્લાશ,
ખમા રાવખેંગાર ખલકમાં, સવાઈ બ્હાદુરછો સાબાશ. ૫

### દોહરા.

સવાઈ બહાદુર બીરદથી, પામો સદા સવાઈ;

નવાઈ આ ઉલિકાબમાં, આબરૂની અધિકાઈ. ૩
જદુવંશે જદુનાથનો, પ્રશાદ પૂરણ જ્યાંય;
સદા થજો ચડતી કળા, ભુજ પતિની ભૂમાંય. ૪

## મ્હેમાનોનું રજા લઇ વિદાય થવું.

હરીગિત છંદ.

એમ નિરંતર નરવરપતી અતિ રહે અમિત આનંદમાં,
માગે રજા વિનતી કરી મેમાન તેહ પ્રસંગમાં;
આગ્રહ કરીને અતિ ઘણો કોટી કળા યુક્તિ કરી,
રંજન કરી મન રોકતા બહુ હેતથી નરવર પતી. ૧
અતિ શરભરા બહુ શ્રેષ્ટ તે સ્નેહે જણાવી સાર ત્યાં,
અતિ પ્રેમ પયોનિધમાં રહે નીમગ્ન સહુ નિરધાર જ્યાં;
પ્રેમે વિવશ સંકોચ મન વળિ માગતાં વિદાય ત્યાં,
વદાય દાન રૂપી થયે ન મગાય મેમાને જહાં. ૨

દોહરા.

મન ગમતી મોજો કરી, ઘણા દિવસ મેમાન;
સ્નેહ સહિત માગી રજા, થયા વિદાય નિધાન. ૧
એ રીતે મેમાન સહુ, આપ આપણે ઠામ;
સ્નેહ સહિતથી સંચર્યા, બહુ વિધ નિજ નિજ ગામ. ૨

## કરતાની વિનંતી.

દોહરો.

મહિમાવાન વિવાહનું, અલ્પ મતી અનુસાર;
કર્યું વર્ણન મેં કોડથી, દિલમાં આણી પ્યાર.

## લાવણી.

અહો વ્યાસ ભગવાન અહર્નિશ, પ્રણમી હું વીનવું આવાર,
યદુ કુળના જસ ગાવામાં નિજ, ઓપાવ્યોજ તમે અવતાર;
એહ આપના નિત્ય કર્મને, ચડિ પગલે પગલે પ્રેમ;
માત્ર સુંઢથી ગાંધિ થવાનો, પ્રયત્ન જે કીંધોછે મેં. ૧
તે કરવા સાફલ્ય કૃપાનિધિ, આપ બિરદ મુજ અવલોકો;
આ વીવાહ વર્ણન ગાજ્યો સહુ, લાયક પંડિત બહુ લોકો;
જગ પ્રસિદ્ધ જાદવ કુળ કેરો, સુજશ ઘણો છે સંસારે;
કહો કોણ કવિયે નથી ગાયો, પૂર્ણ હૃદયભરના પ્યારે. ૨
પ્રાચીન અર્વાચિન કવિ કોવિદ, સંસ્કૃત પ્રાકૃતની માંહે;
ગુર્જરિ દક્ષિણીમાં પણ ગાયા, જદુ કુળ જશ બહુ ઉત્સાહે;
અનેક આર્યા વૃતની ભાષા, અનેક કવિયો ગાયે એમ;
યથાશક્તિ સહુએ યદુ કુળના, સુયશ રચ્યા છે મન ધરિ પ્રેમ. ૩
અતિ વિસ્તાર મયે આ વર્ણન, સંક્ષેપે કીધુંછે સાર;
સૌ જન સ્નેહ થકી બોલો શુભ, તેરા પતિનો જય જયકાર;
કળિના કવિ ગણને કરજોડી, કરૂ વિનતી અતિ હુલ્લાસે;
કરજો દોશનિ ક્ષમા સકોડે, એ માગું હું સહુ પાસે. ૪

## દોહરો.

કવિજન ક્ષમજો કરિ કૃપા, હોઇ દોશ હજાર;
તેરા પતિનો ઉલટથી, ઉચરો જય જય કાર. ૧



# અગાઉથી થનારા ગ્રાહકોનાં મુબારક નામની યાદી.

| નામ. | પ્રત. |
|---|---|
| **તેરા.** | |
| મા૦ કુ૦ શ્રી હમીરજી સાહેબ | ૧૦૦ |
| માઈ શ્રી અદીબા સાહેબ | ૫૦ |
| વડારણ અનુબાઈ | ૧૦ |
| રા. રા. કલ્યાણરાય પ્રભાશંકર | ૫ |
| રા. રા. માણેકચંદ નાગજી | ૫ |
| રા. રા. મગનલાલ હરગોવિંદ | ૫ |
| રા. રા. પ્રેમજી લાધાભાઈ | ૫ |
| સોની નેણશી ટોપણ | ૫ |
| સોની. ઇશર ધરમશી | ૫ |
| શા. જીવરાજ દેવજી | ૫ |
| રા. રા. ગુરજી હીરાચંદજી તારાચંદ | ૫ |
| રા. રા. જમાદાર દોસ્તમામદ | ૪ |
| રા. રા. ગોવંદજી પુંજા | ૪ |
| રા. રા. હરીરામ દામજી | ૪ |
| રા. રા. નરશી કેશવજી | ૪ |
| રા. રા. દયાશંકર હાથીરામ | ૪ |
| રા. રા. પારપ્યા પરશોતમ ધ્રુ | ૪ |
| રા. રા. ઠા. ધારશી નથા | ૪ |
| રા. રા. ગુરજી સુરચંદજી હરખજી | ૩ |
| રા. રા. મુળજી ટોપણ કોઠારી | ૩ |
| રા. ભીમજી શવજી | ૩ |

| નામ. | પ્રત. |
|---|---|
| રા. રા. લક્ષ્મીદાસ પુંજા | ૨ |
| રા. રા. નારણજી અરજણ | ૨ |
| રા. રા જદુરામ કાનજી | ૨ |
| સુઈ તુલશીદાસ ગોવા | ૨ |
| વ્યાસ. મયારામ વૈજનાથ | ૨ |
| રાવલ. પોપટ નંદરામ | ૨ |
| હજુરી સુમરા રાયબ ઉશમાણ | ૨ |
| રા. રા. દુર્ગાશંકર પોપટ | ૧ |
| રા. દેવજી પ્રાગજી | ૧ |
| રા. રા. ફુલશંકર મહાશંકર | ૧ |
| ઠ. વેલજી લધા | ૧ |
| વ્યાસ. કાશીરામ મયારામ | ૧ |
| વ્યાસ. જેશંકર રાજારામ | ૧ |
| ખવાસ. ભલુ અપુ | ૧ |
| જેઠી ખીમજી મગન | ૧ |
| ઠા. લધા એપાર | ૧ |
| ઠા. ખેતશી રામજી | ૧ |
| વાકશીનેટર જાદવજી સુરજી | ૧ |
| ,, વીઠલજી શીવશંકર | ૧ |
| ,, શુલેમાન ખમીશા | ૧ |
| પોસ્ટમાસ્તર પ્રાણજીવન ચત્રભુજ | ૧ |

| નામ. | પ્રત. |
|---|---|
| વૈદરાજ ગૌરીશંકર મોરારજી | ૧ |
| ઠા. દામોદર લાલજી | ૧ |
| શા. ટોકરશી પાશવીર | ૧ |
| **ભાવનગર.** | |
| બાઈ શ્રી હરીબા સાહેબ | ૨૦ |
| **ભુજ.** | |
| બાઈ શ્રી સુરજબા મા | ૮ |
| બાઈ શ્રી વડુબા મા | ૮ |
| બાઈ શ્રી આધુબા સાહેબ | ૮ |
| મહારાણીશ્રી મોટીબા સાયલાવાળાં | ૫ |
| શા. ફતેચંદ ખેંગાર | ૫ |
| મીયાં અલીઆશવર્યાણી | ૨ |
| **વાંકાનેર.** | |
| માહારાજારાજસાહેબઅમરસંગજી | ૧૦ |
| રા.રા.ગણપતરામકારભારીસાહેબ | ૧= |
| બાઈ શ્રી લાડુબા | ૮ |
| બાઈ શ્રી જેઠીબા મુળીવાળાં | ૬ |
| **શીંધાવદર.** | |
| રાણાશ્રી રણમલશંગજી | ૧૦ |
| મેતા. ડોસા હીરાચંદ | ૨ |
| **કેરાળા.** | |
| બાઈ શ્રી હીરજીબા | ૨ |
| બાઈ શ્રી રામબા | ૨ |
| **બેરાજા.** | |
| જાડેજા શ્રી જેમલજી વાઘજી | ૨ |
| કુંવર દેવાજી ભાવશંગજી | ૧ |
| દવે. ભેચર મહાદેવ. | ૧ |

| નામ. | |
|---|---|
| જાડેજા અમરાજજી લાધાજી | |
| રાવળ વશરામ વીરજી | |
| સોની દામજી કલ્યાણજી | |
| સોની દેવજી પરભુ | |
| મેતા. ખોડીદાસ હીરજી | |
| ખવાસ ગોપાળ વશરામ | |
| શા. ભાણજી રેતનશી | |
| દવે કરશનજી મોરારજી | |
| શા. મોણશી જેઠા | |
| જાડેજા મેરામણજી | |
| **પંચાશીઆ.** | |
| બાઈ શ્રી મુળીબા ગણોદ વાળાં | ૧ |
| **નારાણ શરોવર.** | |
| બ્રહ્મચાર્ય શ્રી વલભદાસજી | |
| ડાકટર મણીશંકર ગોકળજી | |
| માસ્તર બાલાશંકર | |
| દવે. હરીશંકર કાનજી | |
| **જામનગર.** | |
| બાઈ શ્રી હમજીબા સાહેબ | |
| મા. કું૦ શ્રી રૂપાળીબા સાહેબ | ૧૨ |
| ઝાલા શ્રી દાદભા મુળુજી | ૧૫ |
| બાઈ શ્રી રામબા વાળીવો | ૪ |
| બાઈશ્રી કશળીબા વાળીવો | ૪ |
| વીંશીદણરતન બાઈશ્રીરૂપાળીબાની | ૨ |
| **મુળી.** | |
| બાઈ શ્રી સુંદરબા | ૧૦ |
| **જખૌ.** | |
| ભટ. હરજીવન વેણીરામ વકીલ | ૧ |

